શિષ્ટ-પ્રશિષ્ટ સાહિત્યશ્રેણી



# વનાંચલ

'ગુજરાત સરકાર' અને
'નર્મદ સુવર્ણચંદ્રક' દ્વારા પુરસ્કૃત

## જયન્ત પાઠક



પ્રસ્તાવના
મનુભાઈ પંચોળી 'દર્શક'
તથા
'ડૉ. રમેશ એમ. ત્રિવેદી', 'ડૉ. દિનેશ પંડ્યા'
'ડૉ. દક્ષા વ્યાસ', 'ડૉ. તૃષિત પારેખ' અને 'ડૉ. ભરતકુમાર ઠાકર'નાં
અભ્યાસલેખ સાથે પ્રગટ થતી આવૃત્તિ



શબ્દલોક પ્રકાશન
'સારસ્વત સદન' ૧૭૬૦/૧, ગાંધી માર્ગ, બાલા હનુમાન પાસે,
અમદાવાદ ૩૮૦ ૦૦૧

**VANANCHAL** (REMINISCENCES)
By Jayant Pathak
Pub. by Shabdalok Prakashan, Gandhi Road, Ahmedabad 380 001
2017

ISBN : 978-93-84358-54-9



**પ્રકાશક**
નીરવ મદ્રાસી
શબ્દલોક પ્રકાશન
1760/1, ગાંધીમાર્ગ, બાલાહનુમાન પાસે,
અમદાવાદ 380 001

★

પ્રથમ આવૃત્તિ : 1967
પુનર્મુદ્રણ : 1974, 1977, 1978, 1985,
1992, 1994, 1997
અભ્યાસલેખ સાથે પ્રગટ થતી આવૃત્તિ : 2006, 2011, 2016
પુનર્મુદ્રણ : 2017

★







★

₹ 100-00

★

**મુદ્રક**
મણિભદ્ર પ્રિન્ટર્સ
12, શાયોના એસ્ટેટ, દૂધેશ્વર રોડ, અમદાવાદ 380 004



ચિ. પંકજ તથા ચિ. કિન્નરીને
વતનવિખૂટાં સંતાનોને પિતાસ્મૃતિવારસો

જયન્ત પાઠક

## શિષ્ટ-પ્રશિષ્ટ સાહિત્યશ્રેણી

ટી. એસ. એલિયટે એના 'What is a Classic ?' નિબંધમાં જણાવ્યું છે :

"A classic can only occur when a civilization is mature, when a language and literature is mature, and it must be the work of mature mind."

જ્યારે સભ્યતા-સંસ્કૃતિમાં, ભાષા અને સાહિત્યમાં પરિપકવતા આવે ત્યારે પ્રશિષ્ટ કૃતિ સિદ્ધ થાય છે. અને એવી કૃતિ અનિવાર્યતયા પરિપકવ માનસનું સર્જન બની રહે છે. આવી કૃતિઓમાં ચિરન્તન સૌન્દર્યતત્ત્વ રહેલું હોય છે અને તેથી જ એ યુગે યુગે સાહિત્યરસિકોને આકર્ષતી રહેતી હોય છે તથા નવાં નવાં અર્થઘટનોને પ્રેરતી હોય છે. પોતાના સમયનાં યુગબળોને આવરી લઈને આવી કૃતિઓએ ઉચ્ચ જીવનમૂલ્યોની માવજત સહજતાથી જ કરી હોય છે.

ગુજરાતી સાહિત્યની આ પ્રકારની કૃતિઓને પુનઃપ્રકાશિત કરવાની યોજનાના ભાગરૂપે 'શિષ્ટ-પ્રશિષ્ટ સાહિત્યશ્રેણી' અમે શરૂ કરી છે. સાહિત્યરસિકો સમયે સમયે આવી કૃતિઓની માંગ કરતા હોય છે અને યુનિવર્સિટીઓની અભ્યાસસમિતિઓ પણ આવી કૃતિઓની ખોજમાં હોય છે. આ આવશ્યકતાને ધ્યાનમાં રાખીને આવી કૃતિઓ ગુજરાતી વાચકોને માટે સુલભ બનાવી આપવાનો અમારો ઉપક્રમ છે. અમારી આ શ્રેણીમાં વનાંચલ પુસ્તક પ્રગટ કરવા માટે સૂચન કરવા બદલ અમે શ્રી રમણ પાઠકના અને પુસ્તક પ્રગટ કરવા પરવાનગી આપવા બદલ અમે શ્રી પંકજભાઈ જયન્તભાઈ પાઠકના આભારી છીએ.

આ શ્રેણી આપના હાથમાં મૂકતાં આનંદની લાગણી અનુભવીએ છીએ.

— પ્રકાશક

# નિવેદન

'રુચિ'માં ઈ.સ. ૧૯૬૫ના જૂનથી ૧૯૬૬ના જૂન સુધી પ્રગટ થતી રહેલી સ્મૃતિકથા 'વનાંચલ' ગ્રંથરૂપે પ્રગટ થાય છે ત્યારે એ સામયિકના તંત્રીમિત્ર શ્રી ચૂનીલાલ મડિયાનો સૌ પ્રથમ આભાર માનું છું. એમણે 'વનાંચલ'નાં પ્રકરણો પ્રગટ કરવાની તત્પરતા ન બતાવી હોત તો અંગત લખાણ તરીકે એ અપ્રગટ જ રહ્યું હોત.

'વનાંચલ' 'રુચિ'માં પ્રગટ થતું હતું ત્યારે કેટલાક મિત્રોના એ ગમતું હોવાના પત્રો મળેલા. એમાં એક મુરબ્બી પણ હતા - શ્રી મનુભાઈ પંચોળી - 'દર્શક'. એમણે ઉત્સાહથી પુસ્તકની પ્રસ્તાવના લખવાનું સ્વીકારી મને આભારી કર્યો છે.

'સાહિત્ય સંગમ'ના સંચાલક શ્રી નાનુભાઈ નાયકે કશી આનાકાની વગર આ પુસ્તકનું પ્રકાશન કરવાનો ઉત્સાહ બતાવ્યો તેથી તેમનો હું ઋણી છું.

ગ્રંથના મુખપૃષ્ઠ માટેનું ચિત્ર મમતાથી તૈયાર કરી આપનાર મારા અધ્યાપક મિત્ર પ્રો. ઈશ્વરભાઈ જરીવાળાને તો કદાચ હું આભાર માનું તેય ન ગમે એટલી અમારી આત્મીયતા છે.

છેલ્લે મારું એ વતન, એનાં પ્રકૃતિ અને લોક તથા મારાં સ્વજનો જેમણે આ કથાના વસ્તુરૂપે મને સાથ આપ્યો છે તેમનું સાભાર સ્મરણ કરું છું.

— જયન્ત પાઠક

૨૩, કદમ્બપલ્લી,
નાનપુરા, સુરત - ૧
૨૫-૯-૧૯૬૭



# બીજી આવૃત્તિનું નિવેદન

'વનાંચલ'ની પ્રથમ આવૃત્તિની નકલો ખપી ગઈ હોવાથી એને ફરી છાપવાનો વિચાર ચાલતો હતો. તેવામાં સૌરાષ્ટ્ર યુનિવર્સિટીએ બી.એ.ના અભ્યાસક્રમમાં એને પાઠ્યપુસ્તક તરીકે નિયત કરીને એ કાર્ય વહેલું કરવાનો અવસર આપ્યો તે બદલ યુનિવર્સિટીનો હું આભારી છું.

— જયન્ત પાઠક

૨૩-૩-૧૯૭૪

# જનમભોમને જલાંજલિ

બાળપણ કોને ગમતું નથી ? રઘુપતિ જેવા ધીર અને અલ્પ ભાષી અવતારી પુરુષથી પણ સંસારનો તાપ અનુભવીને કહી નંખાયું :

जीवत्सु तातपादेषु नूतने दारसंग्रहे ।

मातृभिश्चिन्त्यमानानां ते हि नो दिवसा गताः ॥

બાળપણમાં આપણને પાછું જવાનું મન થાય છે, કારણ કે એ નચિંતતા અર્પતા સ્નેહની ભૂમિ છે. સ્નેહે અર્પેલી આવી નચિંતતા માણસ ફરી અનુભવી શકતો નથી. આથી જ તે ફરી ફરીને તેને વાગોળે છે. 'વનાંચલ'ના લેખકે એક જ શબ્દમાં એને 'આનન્દપર્વ' કહીને વર્ણવ્યો છે.

આવી બાલ્યસ્મૃતિ કાકાસાહેબે 'સ્મરણયાત્રા' દ્વારા ગુજરાત પાસે ધરી. 'સ્મરણયાત્રા'ની લોકપ્રિયતા ને અસરકારકતાનું કારણ મને એવું લાગ્યું છે કે એ બધાં બાળકોની સ્મરણપોથી છે. અજીંક્યતારાનો ગઢ પોતે ઊંધે માથે જોતા ત્યારે કેવો લાગતો તે, (ભાઈ જયન્ત પાઠકે પણ વડવાગોળની જેમ ખીંટીએ ટિંગાઈ ઊંધે માથેથી સૃષ્ટિ કેવી લાગતી તે લખ્યું છે.) 'મરચાં બહાદર', 'કાંકરા બહાદર', 'બિલાડી વહુ', 'આક્કા' – આ બધાં પ્રકરણો સૌ બાળકોની શૈશવસ્મૃતિનાં છે. 'વનાંચલ' પણ આવી જ બાલ્યકાળની સ્નેહસ્મૃતિ છે, પણ 'વનાંચલ'નું વૈશિષ્ટ્ય આ બાલસ્મૃતિ સમગ્ર જન્મભોમની સ્મૃતિરૂપે પ્રગટી છે તેમાં છે. 'વનાંચલ'માં લેખક કે તેનો પરિવાર મધ્યમાં નથી. મિત્રો છે, પરિવાર છે પણ તે પરિઘ પર; કેન્દ્રમાં તો છે વનાંચલનું ગોઠ ગામ, તેની નદી, જંગલ, ખેતરો, આદિવાસી લોક. બાળકના સંવેદનશીલ અને ગ્રહણશીલ મનથી તેમણે જે જોયું અને અનુભવ્યું છે તે તેમણે અકૃત્રિમ અને અનાયાસ શૈલીમાં વર્ણવ્યું છે.

રામકૃષ્ણદેવે ક્યાંક પરમહંસને બાળક સાથે સરખાવેલ છે. બન્નેને પોતાનો દૃઢ અહંભાવ હોતો નથી. આથી તો સૌનું યથાર્થ સ્વાગત કરી શકે છે. બાળકને પોતાનો દૃઢ અહંભાવ નથી હોતો તેથી તેને પોતાની આજુબાજુની સજીવ-નિર્જીવ સૃષ્ટિ સાથે સહજ તાદાત્મ્ય હોય છે. વસ્તુતઃ તેને મન તે વખતે સૃષ્ટિ નિર્જીવ હોતી નથી. નાના પાંચીકા, કચૂકા, નદીની રેતી એ સઘળું તેને રસાર્દ્ર કરે છે. આ

રસાર્દ્રતા 'વનાંચલ'ના લેખકમાં ભરપૂર, પડી છે તેનો અનુભવ હરેક પાને થઈ શકે એમ છે.

પણ આ શક્તિ તેમણે વનાંચલની આખી સૃષ્ટિને પ્રગટ કરવામાં વાપરી છે તે તેમનું આગવું પ્રયાણ છે. નવા યુગનાં ઇષ્ટ કે અનિષ્ટ પરિબળો નીચે આ વનાંચલ સૃષ્ટિનો લોપ થતો જાય છે; સઘન અરણ્યો અને તેને છેવાડે રહેનારને રેલગાડી ને રેડિયો, ટેરેલિન અને સોશિયો બદલી રહ્યાં છે. તે બદલાઈ જાય, ને આપણે બધાં એકરંગી, વૈવિધ્યશૂન્ય સમૂહમાં માત્ર આંકડાઓ સમા બની જઈએ તે પહેલાં પેલી દુઃખ ને અગવડવાળી છતાં રંગમયી, જીવંત અને પ્રકૃતિના મૈત્રીપ્રભાવે પ્રોત્સાહિત, જીવતરની છબી કોઈક દોરી કાઢે, સુંદર રીતે દોરી આપે તે બહુ જ જરૂરી છે; કારણ કે સગવડને સુખ માની તેના ગજે જ સાંસ્કૃતિક વિકાસ માપનારા પરસંચાલિત સમૂહસમાજથી સૌ એક વખત થાકવાના છે. એનો આંશિક અનુભવ અમેરિકા-સ્વિડન જેવા દેશોમાં થવા લાગ્યો છે. આને જ અનુલક્ષીને ઇતિહાસવિદ્ ટૉયન્બીએ ક્યાંક કહ્યું છે કે હવે પછીનાં પચાસ વર્ષ જગતપ્રભુત્વ અમેરિકાનું હશે - અમેરિકાનું એટલે અમેરિકન જીવનપદ્ધતિનું - પણ તે પછીનાં પચાસ વર્ષે પ્રભુત્વ ભારતનું હશે. ટૉયન્બીના મનમાં જે ભારત છે તે સગવડોને બદલે આંતરિક શાંતિને વધારે મહત્ત્વ આપનારું ભારત. આવા ભારતની ખોજ કરવા માટે વનાંચલમાં નષ્ટ થઈ જતા સમાજનાં સત્‌તત્ત્વોને વીણવાં પડશે. 'વનાંચલ' જેવી શૈશવસ્મૃતિનું સામાજિક મૂલ્ય અહીં પડેલું છે. પણ આ મૂલ્ય જ્યાં સુધી શોધનાર પોતાના વ્યક્તિત્વને વીસરી પોતાના ઘટકને ન નિહાળે ત્યાં સુધી હાથમાં આવવું મુશ્કેલ છે.

સામાન્ય સ્મૃતિકથા, મારા પિતા કે મારા દાદા આમ આમ હતા; અમારું કુટુંબ આવું હતું – એવી ઉક્તિઓથી શરૂ થતી હોય છે. 'વનાંચલ' શરૂ થાય છે : 'પૂર્વ પંચમહાલના વનાંચલનો એક વિસ્તાર... વસતિ મોટે ભાગે કોળી, ધારાળા, બારૈયા, આદિવાસીની...' પ્રદેશની ખાસિયતો, ગામની નદી, ગામનું વર્ણન થાણું – થાણાના અમલદારો – આવું વર્ણન ચાલે છે. પોતાના કુટુંબની વાત તો છેક ૩૪મા પાને શરૂ થાય છે. પોતાની સ્મૃતિમાં પોતાના સમાજની આવી અભિન્નતા વણાઈ જાય તેવું ભાગ્યે જ જોવા મળ્યું છે.

બાલ્યાવસ્થાના સુખનું એક કારણ એ હોય છે કે તેની પાસે જગતનાં કાટલાં નથી હોતાં. પૈસા, પદવી, રંગ કે રાગનાં કાટલાંને બાળક અડતું નથી. તેનું કાટલું તો માત્ર આનંદ જ છે. આ આનંદ ભાઈ જયન્ત પાઠકે નિર્ભેળ રીતે ખેતર, કોતર, હોળી, દિવાળી, લગ્ન, મરણ, તાપ, વરસાદ, સારાનબળા બધા પ્રસંગો પર માણ્યો છે. સાત્ત્વિક આનંદનું ઝરણું આમાંથી ફૂટી નીકળ્યું છે. ભાઈ જયન્ત

પાઠકને કટાક્ષ, નર્મ, વિનોદ કરતાં સરસ આવડે છે; પણ તેય તેણે વાપરેલ છે પોતાની વીતી ગયેલી સૃષ્ટિને વધારે સજીવ કરવા. પોતાનું ગામઠી ભણતર વખાણવા જેવી રીતે નથી ચાલ્યું; દમલા માસ્તરે આંક કરતાં આંકણી દ્વારા જ વધારે શીખવેલ છે; પણ તે ભાંગ્યુંતૂટ્યું શિક્ષણ પણ જીવન સાથે કાંઈક અનુબંધિત હતું; એમણે કેમ નથી લખ્યું પણ મને યાદ છે ત્યાં સુધી તે જમાનાની ગુજરાતી ચોપડીઓમાં જુવાર-બાજરી એકદળ-દ્વિદળના પાઠો હતા અને નામું, મુખગણિત, સુલેખન, ફાઈલનું વાચન મહત્ત્વનું સ્થાન ભોગવતાં. ગમે તે હોય, પણ પોતાનું એ ભણતર યાદ કરી શ્રી પાઠક કહ્યા વિના રહી શકતા નથી કે 'બાળકો ઉપર આજે ડહાપણની દુનિયાનો જે બોજ લાદવામાં આવે છે તેનાથી મુક્ત રહેવાતું. પણ આજે તો આપણે ઇજનેરો, ડૉક્ટરો, પ્રધાનો ને નેતાઓ પેદા કરવા છે ને! કેળવાયેલા હૃદયના કલ્પનાશીલ માણસો ક્યાં પેદા કરવા છે!' (પૃ.૨૩) વીસરાઈ ગયેલા આ ખૂણામાં પડેલ વૈજનાથ મંદિરનું વર્ણન કરતાં પણ તેમનાથી કહ્યા વિના રહેવાતું નથી : 'એ આખો પ્રદેશ પછાત ગણાય એટલે આપણા સંશોધકો ને પુરાતત્ત્વવિદો ત્યાં સુધી પહોંચી શક્યા નથી; પહોંચશે ત્યારે કદાચ મંદિરના કોઈ ઉત્સાહી પૂજારીએ જીર્ણોદ્ધાર કરી નાખ્યો હશે'... 'ગામના તળાવે કે નદીએ કેટકેટલા પાળિયાઓને, ઇતિહાસની નાનકડી વીરમૂર્તિઓને નાહવાધોવાની શિલા બનાવી આપણે ઇતિહાસને ઘસીભાંગી નાંખ્યો હશે!' ... 'નવી પેઢી તો શાળામાં ઇતિહાસ ગોખતાં પરવારે તો આ રોજ રોજ ઠોકરે ચડતા ઇતિહાસને ઉકેલવા બેસે ને!' (પૃ.૩૦-૩૧) આદિવાસીઓનાં ગીત-નૃત્યનું વર્ણન કરતાં તે કહી નાંખે છે : 'એમનાં સહજોત્થ ગીતને કોઈ સરકારી સર્ટિફિકેટની કે નૃત્યને કોઈ આચાર્યના ઉત્તેજનની પડી નથી.' (પૃ.૩૨)

જંગલનાં ટૂંકાં વર્ણન કરતાં કોઈક સારા કવિને જ જડે તેવી ઉપમા પણ અપાઈ જાય છે : 'ગોઠ ગામની પૂર્વ દિશામાં, પસાયતું મૂકીએ એટલે તરત જંગલ આવે. સાગ, ખાખરા, બાવળ, આમલી, અનૂરીઓ, કૌઠી, આંકોલ ને કડાનાં, નાનાંમોટાં ઝાડ. એમાં એકબે કઢાઈનાં તોતિંગ સફેદ રંગનાં વૃક્ષો, કાળીપરજની વચ્ચે આર્યજનની જેમ ઊભેલાં'. (પૃ.૨૯) પોતાની જન્મભૂમિ કે બાળપણનું વર્ણન કરતાં ઘણી વાર સ્મરણ કરનાર તે વયમાં થયેલા બેચેની ઉપજાવનાર અનુભવો આલેખતા નથી હોતા. બાળપણમાં અદમ્ય જીવનરસ હોય છે એટલે આવા બેચેનીભર્યા અનુભવો તે જલદીથી ટપી જાય છે. પણ થતા નથી તેવું તો હોય જ નહિ. ભાઈ પાઠકે પોતાની બાલ્યાવસ્થામાં ભય ઉપજાવનારા, ખેદ, જુગુપ્સા, ક્લેશ ઉપજાવનારા પ્રસંગો ચીતર્યા છે; ખાસ કરીને દેશી રાજ્યના અમલદારોનો ત્રાસ અને લોકની ગરીબાઈમાંથી જન્મતાં કષ્ટો પર તેમણે શૈશવના

માધુર્યની બિછાત બિછાવી નથી. ચોરીના ખોટા આરોપ માટે કુટાઈ-પિટાઈને શહીદી વહોરતા નાનિયા ને રામલાને સજીવ કરીને ભારે સેવા કરી છે. તેવી જ રીતે રોટલાની મૂંઝવણે અપંગ પતિને રસ્તા ઉપર હડસેલી દેનાર ધૂળીમાશી, બાપનું સરવણું કરવા બેસતી વખતે ગોરની 'છેટી' (પોતડી) પહેરનાર બાળકની નિરાધારી; ઢાલની આ બીજી બાજુ એમણે ચીતરી છે તેમાં જ તેમણે ઉઠાવેલા પ્રશ્નનો અરધો જવાબ વાંચનારને મળી જવાનો; વાચક કહેવાનો કે ભલે જંગલો કપાયાં હોય; ને વનાંચલની ઝાકળભરી શોભા નષ્ટ થઈ હોય, પણ પાછા તે જમાનામાં જવા જેવું નથી. વરસતી લૂમાં દાઝતા પગે ખાખરાનાં પાનના જ ચંપલ બાંધવા પડે, બે આનાનું અફીણ લેવા દાણીની ગાળો ખાવી પડે કે ઉપલો વરણ નીચલા વરણ માટે કહે, 'એમને તો ના દઝાય, ખરહાંણીની જાત.' એ જો 'વનાંચલ'ની સૃષ્ટિનો અનિવાર્ય ભાગ હોય તો તેનું આકર્ષણ ભાગ્યે જ થવાનું. ઢાલની આ બીજી બાજુ નાનકડી સ્મરણપોથીની વિશેષતા છે.

છેલ્લું પ્રકરણ તો શિરમોર છે.

સાડા ત્રણ દાયકા પછી લેખક પોતાના વતનમાં જાય છે, એસ.ટી.માં જ્યાં આગગાડીની વાત કોઈ માનવા તૈયાર નહોતું; આદિવાસી કહેતો, 'બળદ વગર ગાડી ચાલી જ ન શકે' – ત્યાં ધમધોકાર એસ.ટી. ચાલે છે. આદિવાસીઓનાં અંગ પર લંગોટીને બદલે થેપાડાં ને ઘુઘરિયાળાં બટનવાળાં લીલાં ખમીસ ને માથે ફાળિયાં જોવા મળે છે. કરડ નદીનો બંધ બંધાયો તેમાં આ લોકને સારી રોજી મળી છે. પણ લેખક કહે છે : 'પણ જે જંગલમાં દિવસે ચાલતાં ભય લાગતો ત્યાં ગણ્યાંગાઠ્યાં ઝાડવાં ઊભાં છે... કેડીઓ તો બિચારી વગડામાં સંતાતી સંકોચાતી ફરે, રખેને ઘાસ કે છોડ ધસી આવીને રંજાડે એવો ભય. પણ આ રસ્તા ! એમની તો જાણે શાહી સવારી ! સંકોચ તો એ શીખ્યા જ નથી ! સંકોચવાનું તે વગડાને... ક્યાં માણસને આશ્રય આપતો પેલો વનાંચલ ને ક્યાં આ માણસને આશ્રયે, એની દયા ઉપર જીવતાં ઝાડવાં ! હવે તો જાણે પ્રકૃતિને સંસ્કૃતિની મહેરબાની ઉપર જ જીવવાનું !' (પૃ.૭૩) વિભૂતિભૂષણના 'આરણ્યક'નો જ જાણે કોઈ ફકરો ! પણ અનુભૂતિ એક હોય ત્યાં વાણી એક જ નીકળે ને ! પોતાના વતનનું ગામ ઉજ્જડ થઈ ગયું છે. પોતાનું ઘર તો છે જ નહિ; વડ ઊખડી ગયો છે; ઈંટો લોકો ઉપાડી ગયા છે; ઉપર બંધ બંધાતાં નદી પાતળી સેર જેવી બની ગઈ છે; કાળા ખડકો હાડપિંજર સમા પડ્યા છે; વૈજનાથ મહાદેવ પણ 'સુધરી' ગયા છે; ઝરખના છીંકોટા, ફાલુડીનું રુદન, શાહુડીનાં પીછાં કે વાઘનાં પગલાં કશું નથી; વૃક્ષોની આડશ દૂર થઈ છે ને સાથે ભયનો, ગૂઢતાનો રોમાંચ પણ નષ્ટ થયો છે. પાસેના ઘોઘંબા ગામમાં કાકાના ઘરની સામે જ બસ ઊભી રહે છે; ઘોઘંબા તો નાના કસબા

જેવું બની ગયું છેઃ હોટેલ છે, થાળીવાજાં વાગે છે, ખાસ્સું બજાર થઈ ગયું છે, રંગબેરંગી તેલની બાટલીઓ શોભે છે. પહેલાં લીસા સપાટ પથ્થરથી કપડાં ઘસતાં - તે સાબુ - પણ હવે તો ધોવાના જ નહિ, નાહવાના જાતજાતના સાબુ મળે છે. ત્રણ—ચાર જણને ત્યાં રેડિયો છે; દુકાન પર પાન ખાનારની ઠઠ જામે છે; બધાનાં મોં પર 'સુધરેલા' જીવનનો રંગ ચળકે છે.

પણ પોતાનું ગામ ક્યાં ? જે ગામ જોવાની હોંશે આવેલ છે તે ગામ ક્યાં છે? તે સગવડો વિનાનું—હજામતની પણ જ્યાં સગવડ નહોતી, કપડાં સિવડાવવાની પણ સગવડ નહોતી—આવી પ્રાથમિક સગવડો વિનાનું, પણ અભંગ પ્રકૃતિની સગવડ જ્યાં હતી—તેને મળવાની ઝંખના હતી; ભૌગોલિક રીતે સ્થળ-ગામ રહ્યાં છે પણ તેની જોડે જાણે પોતાને સંબંધ નથી રહ્યો, ને પોતાના જે ગામને હૈયામાં સંઘરી રાખ્યું છે તે તો છે જ નહિ; કોઈ, અરે કૂતરું સુધ્ધાં જાણે એને ઓળખતું નથી ! 'રહ્યાંસહ્યાં ઝાડવાંને પૂછું છું 'ઓળખો છો ?' જવાબમાં જાણે માથું ધુણાવી કહે છે : 'ના, ના.' આ ભૂમિપૂરતો જાણે હું કોઈ જીવતો માનવી નથી, પ્રેત છું, વાસનાદેહે વિચરું છું.' (પૃ.૭૭) ગામના વૃદ્ધ મળવા આવે છે; તેને થાય છે ઘોઘંબાની પ્રગતિ જોઈ જયન્તભાઈ રાજી રાજી થયા હશે. સૌને શહેર થવું કેમ ન ગમે ? પણ શહેર થવા જતાં જે ખોયું છે તેનું શું ? 'એક આખું જગત મારા ચિત્તમાં બરાબર વસી ગયું છે. વર્તમાનના સંદર્ભમાં હું આ ભૂમિનો નથી. થાય છે કે સવારે જ અહીંથી નીકળી જાઉં : વધારે રહેવાથી રખેને ચિત્તમાં અંકાયેલું પેલું ચિત્ર ચેરાઈ જાય. સવારે મોટરમાં વિદાય થાઉં છું. ઊંચાનીચા રસ્તા ઉપર આંચકા આપતી મોટર એકધારો અવાજ કરતી ચાલી જાય છે. વધતા જતા અંતર સાથે હું ચિત્તમાં ઊગેલા મારા વનાંચલમાં વધુ ને વધુ ઊંડે પ્રવેશતો જાઉં છું. નાની નાની કેડીઓ જેવી કાવ્યપંક્તિઓ મનમાં ઊઘડી રહે છે :

**અહીં હું જન્મ્યો'તો વનની વચમાં તે વન નથી;**
**નથી એ માટીનું ઘર, નિજ લહ્યાં તે જન નથી;**
**અજાણ્યાં તાકી રૂહે વદન મુજને સૌ સદનમાં;**
**વળું પાછો મારે વનઘર હું : મારા જ મનમાં.**

(પૃ.૭૮)

*

કોઈ એક જરૂર પૂછી શકે કે ભૂતકાળ પાછો આવી શકે તેમ નથી તો તેને માટે આવાં વલખાં મારનારું સાહિત્ય નિર્માણ કરવાનો શો અર્થ ? પ્રગતિના રથને અવરોધવા જેવું તો આ નથી ? માર્ક્સમાં જે નિયતિવાદી વસતો હતો તેણે કોક જગાએ એવું કહી નાંખ્યું છે કે પ્રગતિની પ્રક્રિયા પેલા હિંદુ દેવતા જેવી છે જે

માણસની ખોપરીનું પ્યાલું કરી અમૃત પીએ છે. પ્રગતિની, વિકાસની કેડી પર વિનાશ પણ વેરાયેલો અવશ્ય દેખાય છે પણ માણસની ખોપરીમાં જે અમૃતકુંભ ભર્યો છે તે આ વિનાશની યોગ્યતા અને યાત્રા તપાસતો આવ્યો છે; ને હર સૈકે આ વિશ્લેષણને પ્રતાપે વિનાશની યાત્રા ઘટતી આવી છે.

બે પ્રસિદ્ધ ઉદાહરણો આના સમર્થન માટે પૂરતાં ગણાશે. એક કાળે ઉદ્યોગવાદના વિકાસ માટે બાળમજૂરી અને પરદેશોનું શોષણ અનિવાર્ય મનાયું. હવે તેને અનિવાર્ય કહેવા અર્થશાસ્ત્રીઓ તૈયાર નહિ થાય. એક કાળે ભયાનક મંદીનો અવારનવાર ઉપદ્રવ તે મૂડીવાદનો અનિવાર્ય ભાગ મનાયો; આજે અર્થશાસ્ત્રીઓ તેને અનિવાર્ય નહીં ગણાવે. મજૂરીના લોખંડી કાયદાને તો હવે કોઈ સંભારતુંય નથી. તેવી જ રીતે પ્રગતિ એ પ્રકૃતિનો વિનાશ કરવાથી થાય, બન્ને વચ્ચે આદવેર છે તેવી વાત પણ અર્ધદગ્ધ જ્ઞાનની નિશાની છે. માણસની પ્રજ્ઞામાં જે અમૃતકળશ ભર્યો છે તે ઇતિહાસનું પુનરાવર્તન થવા નથી દેતો, ઇતિહાસનું આવર્તન કરે છે.

સગવડો પાછળની ઘેલછા, મોટાં મોટાં શહેરો અને કેન્દ્રિત અર્થ તથા રાજ્યવ્યવહારનું નિર્માણ, પ્રકૃતિથી વિરોધી સંસ્કૃતિની પ્રશંસા-આ યુરોપની મહેચ્છાઓ કે સિદ્ધિઓ રહ્યાં. કવિવર ઠાકુરે આને જ ‘ઈંટ ચૂનાની સંસ્કૃતિ’ એવું નામ ‘સાધના’માં આપ્યું. પણ આજે ત્યાંના જ મનીષીઓ, સમાજવિદો મનુષ્યે ગુમાવેલ પ્રકૃતિસંપર્ક તેને કેમ મળે તે વિચારવા લાગ્યા છે.

માતાના ઉદર વિના જેમ ગર્ભ વિકસી શકતો નથી તેમ પ્રકૃતિના કંઈ ને કંઈ અનુસંધાન વિના સ્વસ્થ માનવના વિકાસનો સંભવ નથી. પ્રકૃતિનો સંપર્ક શામક, તાપહરણ મનાવા માંડ્યો છે, અને તેથી નવાં મહાનગરોની રચના કરનારા શાસ્ત્રજ્ઞો થોડે થોડે અંતરે Green Belt – વૃક્ષ-વનસ્પતિનાં વલયો શહેરની આજુબાજુ હોય તેવો આગ્રહ સેવતા થયા છે.

સાહિત્યકાર ઉદ્‌ગાતા છે, વિજ્ઞાની નથી. તેની પાસે ઉપાય માગવાની વાત વ્યર્થ છે. તે તો આવતી કાલના સમ્યગ્ માનવી ને તેની અનુકૂલ જગતની ઝંખનાનું ચંડોળગાન કરશે. આ ગાને વિજ્ઞાનને દિશા સાંપડશે. ‘વનાંચલ’નો અલ્પ પ્રયાસ આ દિશામાં છે; તેને તે દૃષ્ટિએ વધાવીએ.

– દર્શક

લોકભારતી
સણોસરા (સૌરાષ્ટ્ર)

'વતન સાથેના મુગ્ધતાના તન્તુઓ'નું આ નિબન્ધન કથા, વર્ણન અને કવિત્વથી રસમય બન્યું છે. એની સામગ્રીની નવીનતા ને શૈલીની ઋજુતા વાચકના શૈશવને જાગ્રત કરે છે અને એના હૃદયમાં મધુર વિષાદનો સંચાર કરે છે. લેખકની કલ્પના, વિદ્યા કે વિદગ્ધતાએ ગ્રામજીવનની ભાવનાને આસમાની રંગે રંગી નથી, પરંતુ એના ક્ષુદ્ર જણાતા વાસ્તવમાં પણ શૈશવની નિર્વ્યાજ આંખે સંપત્તિ અને કૌતુક નિહાળ્યાં છે. ગુજરાતના પૂર્વ સીમાડાના જાનપદી જીવનના ચિત્ર લેખે પણ 'વનાંચલે' ગુજરાતી સાહિત્યમાં ભાત પાડી છે.

— વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

# 1



પૂર્વ પંચમહાલના વનાંચલનો એક વિસ્તાર, વિલીનીકરણ પહેલાં દેવગઢબારિયાના દેશી રાજ્યની હકૂમત હેઠળ હતો. અહીંના રાજા પાવાગઢના પતાઈ રાવળના વંશજો ગણાતા. રાજ્યના સાત મહાલમાંનો એક રાજગઢ મહાલ; મહાલનાં ૮૩ ગામ. વસ્તી મોટે ભાગે કોળી, ધારાળા, બારૈયા ને આદિવાસીની. આદિવાસીમાં મુખ્ય બે જાતિઓ : નાયકા અને રાઠવા. નાયકા શરીરે કાળા, કેડે એક કોહટુ (ચીંથરાની સાંકડી પટી, લંગોટી) પહેરનારા, હાથમાં તીરકામઠું ને સાથમાં કૂતરા રાખનારા. પૂર્વની ટેકરીઓ ઉપર એમનાં એકબીજાથી દૂર ઝૂંપડાં. રાઠવાઓ શરીરે નાયકાઓ કરતાં ઊજળા, સુડોળ ને દેખાવડાં મુખવાળા. કેડે થેપાડું (જાડું ધોતિયું) વીંટે, માથે ફાળિયું ને શરીરે ટૂંકું ઝૂલડું (ખમીસ) પહેરે. રાઠોડ રાજપૂતોની કોઈ ટોળી અટૂલી પડી જઈને કે પરાસ્ત થઈને આદિવાસીઓમાં ભળી ગઈ હશે ?તેઓ પોતાને નાયકા કરતાં ઊંચા કુળના માને.

રાજગઢ મહાલનું જ્યાં થાણું તે સ્થળ રાજગઢ. અહીં થાણદાર, ફોજદાર, 'જંગલી ફોજદાર' (રેન્જ ફૉરેસ્ટ ઑફિસર), દાણી વગેરે વહીવટદારો રહે. રાજ્યનું એક દવાખાનું ને પ્રાથમિક શાળા પણ અહીં ખરાં. પાસે જ નાનકડા ગોઠ ગામને ઘસાઈને વહી જાય છે એક નાની નદી કરડ, બારે માસ પાણીથી ભરપૂર. એ નદીને સામે કાંઠે ઉત્તર દિશામાં એક ડુંગરો નામે મોરડિયો, ઘાટીલો ને ગૌર – મુગ્ધાના સ્તન જેવો. એની ઉપર અસ્ફુટ ભાવોના આછા રોમાંચ જેવા સાગના સોટા, આ રાજ્યનું સોનું, વનનું મહામૂલું ધન. ને એમ તો મોરડિયાની માટી પણ સોના જેવી; એને માથે ચડીને ગામલોકો માટી ખોદી લાવે ને એનાથી ઘરની કાળી ભીંતોને સોનાની ચળકતી ભીંતો બનાવે. ત્રીસપાંત્રીસ વરસ પહેલાં અંગ્રેજ સરકારે સોનું શોધવા અહીં ભૂસ્તરનિષ્ણાતો મોકલેલા, પણ ખર્ચના પ્રમાણમાં રળતર ઓછું થશે એમ લાગતાં ખોદકામ માંડી વાળેલું. એ પહાડની પડખે ઊભો છે બીજો જરા વધારે ઊંચો ડુંગર કાનપુરિયો. પાડાની પીઠ જેવા કાળમેંશ પથ્થરોનો બનેલો. ઉપર ઝાઝાં ઝાડ નથી. તળેટીમાં વસતા કાનપુર ગામના લોકો ત્યાં ઢોર ચારવા ને લાકડાં વીણવા જાય. જાણકારો કહે છે કે ત્યાં વાઘનો વાસ છે. કોઈ કોઈએ તો વાઘને ત્યાંથી દોઢ–બે ગાઉ પર, કરડ નદીને કાંઠે પીપળાના ઝાડ હેઠળ આવેલા શત્રુહરણી માતાના થાનકમાં મધરાતે આવતો જોયો છે ને માતાજીને એના પર સવાર થઈને રમવા નીકળતાં પણ ભાળ્યાં છે. છેક ઈશાનમાં એક કાળો-ભૂરો પહાડ છે; ઝાઝી વનરાજીથી હાડ ઢાંકતો એ ધેજગઢિયો ડુંગર. કહે છે કે ત્યાં એક કાળે આદિવાસીઓનો કિલ્લો હતો. અહીં નાયકોનું રાજ્ય હતું. એ પહાડની પેલી બાજુ ગાઢ જંગલો ને અસંખ્ય નાનીમોટી ટેકરીઓને વીંધીને નજર આગળ જઈ શકતી નથી; એટલે પાછા વળીએ ગોઠ ગામ ભણી.

ગામમાં પેસતાં જ માટીનાં બે નળિયેરી ઘર જોડાજોડ ઊભાં છે. ઘરની પાછળ મોટો વાડો છે જેનાં જાળાંમાં એક વાર સૂવરનાં ટોળાં બપોરી ગાળતાં. પૂર્વમાં ને દક્ષિણમાં આછો વગડો છે; ત્યાં શિયાળ ને સસલાં, રાની બિલાડા ને ફાલુડી ફરે છે. રાતે શિયાળની લાળી ને ફાલુડીના રુદનથી ઘરમાં સૂતેલાં બાળકો જાગી જાય છે અને મોંઢેમાથે ઓઢી લે છે. બે ઘરમાં એક જ કુટુંબ વસે છે. મોટા ઘરમાં માતાપિતા ને નાનાં ધાવણાં બાળકો; બીજામાં વૃદ્ધ દાદા ને રામાયણ, મહાભારત, ભાગવતની કથાઓનાં, લોકકથાઓનાં ને એ પ્રદેશમાં બનેલા બનાવોનાં રસઝરતાં બયાનોનાં રસિયાં છોકરાં. મોટે ઘેર વાળુ કરીને અહીં જોડાજોડ પાથરેલા ખાટલાઓમાં આળોટવાનું. પછી દાદાની વાતો ચાલે, ચાલ્યા જ કરે. ક્યારેક રાવણનાં માથાં છેદાતાં હોય, ક્યારેક ભીમની ગદા ઘૂમતી હોય, ક્યારેક કૃષ્ણનાં બાળચરિત્ર કહેવાતાં હોય, શામળની રોમાંચક વાતો ને આ પ્રદેશમાં થઈ ગયેલા

રૂપા નાયક કે નારણજી દવેની લૂંટ-બહારવટાની વાતો ચાલતી હોય. 'બેટા બચુડા,બેટી શકરી, જાગો છો કે ?' દાદા પૂછે. જવાબ ન મળે એટલે દાદા દીવો ઠારી ઊંઘી જાય.

ગોઠ ગામમાં, કરડ નદીને કાંઠે ઊંચી ભેખડ ઉપર પંદરસોળ ઘર ઊભાં છે — આઠ બ્રાહ્મણનાં, એક બાવીનું ને છસાત કોળીનાં. અમારા ઘરની બાજુમાં ઝવરી બાવીનું ખોરડું. બાઈ વિધવા, હસમુખી ને સ્નેહાળ; એક હાથ ખોડવાળો તે કોણીમાંથી પૂરો સીધો ન થાય; ભેંસ રાખે ને દૂધ-ઘી વેચે. એના વાડામાં પીળી કરેણનું એક ઝાડ. એનાં ફૂલ અને લીંબુ જેવડાં લીલાં ફળ અમારી રમતનાં સાધનો. ફૂલથી અમે ધૂળનાં ઢબુમાતાને શણગારીએ ને ફળો અમારાં કોડિયાંનાં ત્રાજવાનાં કાટલાં બને. એથી આગળ જઈએ એટલે ત્રણ ભાઈઓ — જેઠારામ પાઠક, દલસુખરામ પાઠક અને ધનસુખરામ પાઠકનાં ત્રણ જોડાજોડ ઘર. સામે રહે બે ભાઈઓ : દલસુખરામ પાઠક ને ગણપતરામ પાઠક. એમના આંગણામાં કાશીબોરનું ઝાડ. મીઠાં લાંબાં બોર અમારે બારણેથી દેખાય ને મોંમાં પાણી આવે; ક્યારેક ચંચીફોઈ થાળી ભરીને મોકલાવે. ઝાડ ઉપર એક ઘંટડી બાંધેલી. રાતે વનવાગળાં બોર ખાવા આવે એટલે એમની હલચલથી ઘંટડી વાગે. સામે ઘેર પથારીમાં પડ્યાં પડ્યાં એ ઘંટડીનો અવાજ ને વાગોળની પાંખોનો ફફડાટ સંભળાય. પશ્ચિમ બાજુએ ઊંડા કોતર ઉપર ગિરજાશંકર પંડ્યાનું ઘર. ઘરમાં રણછોડજીનું મંદિર, એના એ પૂજારી. સરકાર તરફથી વરખાસન મળે; પણ પંડ્યાણીકાકી વૃદ્ધ અને અંધ, છોકરો બહારગામ નોકરીએ ને પંડ્યાકાકા તો ઘોડું લઈ યજમાનવૃત્તિ કરવા ગામેગામ ફરે, એટલે ઘણી વાર દાદાને રણછોડજીની પૂજા કરવાની આવે. અમે સાથે જઈએ. એક અંધારા ઓરડામાં — કંસના કેદખાના જેવા — ભગવાનનો વાસ; ચામાચીડિયાં આપણા માથા સાથે ઝપટાય; બીક લાગે. પણ રણછોડજીની અને લક્ષ્મીજીની મૂર્તિઓ ભારે રૂપાળી. કાળા ચળકતા આરસની ચતુર્ભુજ રણછોડજીની ને સફેદ દૂધ જેવા આરસની લક્ષ્મીજીની એ મૂર્તિઓ આજેય મનમાં એવી જ અખંડ કોતરાયેલી ઊભી છે. આ બ્રાહ્મણ ફળિયામાં વચ્ચોવચ બે આંબલીઓની છાયામાં મહાદેવનું એક થાનક. માત્ર ચોતરો જ બંધાયેલો ને તેની વચ્ચે મહાદેવનું લિંગ; માથે કંઈ નહિ, આકાશ. મંદિર પૂરું બંધાયું નહિ; મહાદેવની જ એવી ઇચ્છા હશે, તપ કરવાની. રમૂજમાં એને તડકેશ્વર પણ કહે. એની આસપાસ થોડા બાંધકામ માટેના પથ્થર પડ્યા છે : એ અમારું ઘરઘર રમવાનું સ્થાન. આંબલીના પાલાની ને મૉરની રસોઈ બનાવી અહીં અનેક વાર જમ્યા છીએ.

ઉત્તર દિશામાં નદીની ખૂબ નજીક છસાત નીચાં છાપરાં ઊભાં છે; ભીંતો કરસાંઠીની ને ઉપર છાયાં છે પાઠાં (તાડનાં પાન). એ છાપરાંમાં રહેનાર કોળી

સ્ત્રીપુરુષો બ્રાહ્મણોના ઘરનું પાણી ભરે, છાણવાસીદું કરે ને જમીન પણ ખેડે. ઘેર ઢોર-બકરાં ને મરઘાં-કૂકડાં રાખે. મરઘાં તો ચણતાં ચણતાં અમારા ભણી આવી જાય તો, કે એ ફળિયામાં થઈને નદીએ નાહવા જઈએ ત્યારે જોવાનાં મળે એટલું જ, બાકી અડકાય નહિ. અમે રહ્યા બ્રાહ્મણ ને તે પણ ગોર મહારાજ, પરમ પવિત્ર ગોરદેવ ! અમારાથી બકરાંને, કૂતરાંને કે મરઘાંને ન અડાય, કોઈના દેખતાં તો ન જ અડાય. પણ દાદા અમારા કોડ સમજે. ક્યારેક નદીએ નાહવા જતાં અમને મરઘીનાં નાનાં નાનાં બચ્ચાંને પકડવાપંપાળવાનું મન થઈ જાય ત્યારે દાદા રજા આપે ને ધોળાં, કાળાં, કાબરચીતરાં બચ્ચાંનાં સુંવાળાં શરીરને પંપાળી લઈએ. એ સુંવાળપ માણ્યાને આજે તો ત્રણ સાડા ત્રણ દાયકા થઈ ગયા. પણ એ સ્પર્શનો રોમાંચ આજે પણ એવો જ તાજો છે. બીજી ઇન્દ્રિયોના અનુભવ કરતાં સ્પર્શેન્દ્રિયનો અનુભવ સ્મૃતિમાં વધારે ટકતો હશે ?

એપાની ભેખડ ઊતરીએ એટલે ઊંડો ધરો આવે, નામે હાથિયો ધરો; હાથી જેવા મોટા મોટા કાળા પહાણ નદીના પટમાં ઊભા છે; એમની વચ્ચે ઊંડું, કાળું પાણી, હાથી ડૂબે એટલું. દાદા કહેતા કે હાથી ડૂબે એટલું પાણી રહે છે એટલે એનું નામ ‘હાથિયો ધરો’ પડ્યું. ઉનાળામાં સવારસાંજ નાહવાનું અહીં જ, કલાકો સુધી. ઘેર લાલ આંખો લઈને જવાનું ને બાનો ઠપકો ખાવાનો. અહીં જાતજાતના તારા તરવાના, ડૂબકીઓ મારવાની, ‘આદીલો કે ગાદીલો’ રમવાનું (એવી રમત જેમાં મોટો પથ્થર પાણીમાં નાખવાનો ને તેને ડૂબકી મારીને શોધી લાવવાનો. જેના હાથમાં આવે તે જીતે ને પાછો પાણીમાં નાંખે.) ધરાને કાંઠે કણજીનાં બે ઝાડ, બરાબર પાણી ઉપર એની ડાળીઓ ઝૂકેલી. ઉપર ચડીને પાણીમાં ભૂસકા મારવાના; જાણે પાતાળમાં ઊતરીએ છીએ ને પાછા ઉપર નહિ અવાય એવું લાગે; ડૂબકી મારીને સામે કાંઠે નીકળવાનું, પાણીમાં પકડદાવ રમવાનું, આઠનવની એ વયે આ નાનકડી નદી દરિયો જ લાગતી ને પૂર આવે ત્યારે તો મોટેરાં પણ કહે : ‘આ હાથિયો ધરો તો જુઓ, જાણે સમુન્દર !’ પછી મોટી નદીઓ જોઈ ને સમુદ્ર પણ દીઠો, પણ ચોમાસામાં ઘેલી થતી ને બેકાંઠે વહેતી, ગામને ઘેરો લેતી કરડ નદીનું એ સમુદ્રસ્વરૂપ ભુલાયું નથી. શિશુકલ્પનાના સમુદ્ર આગળ ભૂગોળના સાત સાગરો તો શી વિસાતમાં ! આજેય એ ઘુઘવાટા સાંભળી શકું છું ને મનોમન એમાં ઝંપલાવી પણ દઉં છું.

તરતાં શીખવાની શરૂઆત કરેલી તે કાળ સાંભરે છે. ત્યારે છએક વર્ષનો હોઈશ. હું મારો નાનો ભાઈ રમણ ને મોટીબહેન પુષ્પા (ત્યારે અનુક્રમે બચુડો, શાંતિયો ને શકરી) દાદા સાથે રોજની જેમ નદીએ નાહવા ગયેલાં. શિખાઉના ઉત્સાહથી મેં તો પાણીમાં ઝંપલાવ્યું. પાણી ઊંડું ને દાદા તો પાણી તરફ પીઠ કરીને

કપડાં ધોવામાં તલ્લીન. મેં ગળચિયાં ખાવા માંડ્યાં. મારી બહેનને મારા કરતાં સારું તરતાં આવડે. એણે એકદમ મારું માથું પાણી ઉપર આવતાં જ મારી ચોટલી પકડી લીધી ને મને કિનારા તરફ ખેંચ્યો. હું બચી ગયો. ચોટલી રાખવાથી થયેલો એ જીવનલાભ કદી ભુલાશે નહિ. પાછળથી અંગ્રેજી નિશાળે ભણતાં સિકંદરનો પાઠ ભજવવા માટે એ ચોટલીને મેં આખરી વિદાય આપી ત્યારે જે તંતુઓ મારો જીવનતંતુ લંબાવવામાં નિમિત્ત બનેલા તેમને હું ઘડીભર કૃતજ્ઞતાપૂર્વક જોઈ રહેલો એવું સાંભરે છે.



# 2



થાણામાં પેસતાં ડાબે હાથે ચારપાંચ હારબંધ ઓરડીઓ આવેલી છે. એમાંની છેલ્લી બે ઓરડીમાંની એકમાં દાક્તર રહે ને બીજીમાં દવાખાનું ચાલે; બાકીની થાણાના કારકુનો માટે. દાક્તરનું નામ ભવાનીશંકર રાવળ, બેઠી દડીના, ભરાઉ, ગૌર શરીરવાળા. એમનું મૂળ વતન કાઠિયાવાડમાં આવેલું લખતર. જાતે ધાર્મિક વૃત્તિના, સ્વામિનારાયણ સંપ્રદાયના. કપાળમાં U જેવું, સ્ત્રીઓ માથામાં ખોસે છે તેવા ચીપિયા જેવું ચિહ્ન ને એની વચમાં મોટો ગોળ ચાંલ્લો એમના પ્રભાવશાળી મુખને વધારે પ્રભાવશાળી બનાવે. મારા બાપુ પણ ધાર્મિક વૃત્તિના એટલે એમને બંનેને સારું બને; કલાકો સુધી સત્સંગ ચાલે. દાક્તરના ધાર્મિક જીવનની સુવાસ આજુબાજુનાં ગામોમાં પ્રસરેલી. પાટીદાર, રાજપૂત, કુંભાર આદિ કોમોના કેટલાકે સ્વામિનારાયણ સંપ્રદાયની કંઠી બાંધેલી ને 'વચનામૃત' વાંચતા થયેલા. મારા બાપુ પણ એવી કંઠી બાંધે એવી દાક્તરને ઇચ્છા ખરી. સાંભળેલું કે દાક્તરે એમના સંપ્રદાયમાં

ભળવાનો આગ્રહ પણ કરેલો. મારા બાપુ પહેલેથી જ રામભક્ત, એમના ઇષ્ટદેવ રામ. એમણે દાક્તરને કહેલું : 'હું બધા દેવને નમસ્કાર કરું છું, પણ મારો ઇષ્ટદેવ રામ છે. હું કોઈ બીજાની કંઠી ન બાંધું, વટલાઉં નહિ.' પછીથી દાક્તરે એવો આગ્રહ છોડી દીધેલો ને એ બન્નેના સંબંધો છેવટ સુધી મીઠા રહેલા.

કહેવાતું કે ભવાનીશંકરને પહેલા મહાયુદ્ધ વખતે સરકારને તબીબી સેવાઓ આપવાની આવેલી. તેમાંથી છૂટવા તેઓ અહીં દેશી રાજ્યમાં આવેલા. એમને ત્રણ દીકરા : જ્ઞાનશંકર, પ્રેમશંકર ને વિનયશંકર. સૌથી મોટા જ્ઞાનશંકર બહારગામ રહે. સૌથી નાના વિનયશંકર અમારી સાથે ભણે ને વચેટ પ્રેમશંકર પિતાને દવાખાનામાં કમ્પાઉન્ડર તરીકે મદદ કરે. દવાખાનામાં શરૂશરૂમાં તો દરદીઓ ઓછા આવે. આદિવાસીઓ તો દવાખાને આવતાં ડરે, દવા ન પીએ. માંદા પડે એટલે દોરાધાગા, મંતર, ભૂવાજતિ કરે. જંગલવાળાઓનો મુખ્ય રોગ તે ટાઢિયો તાવ ને ખસ, ખરજવું, દરાજ. ક્યારેક ઝાડ ઉપરથી પડી જવાથી વાગ્યાનો કેસ આવે. ઢોરની સારવાર પણ અહીં જ થાય. દાક્તર બળદનું સડી ગયેલું શિંગડું કાપતા હોય, તેને પાટો બાંધતા હોય એ દૃશ્ય આજેય નજર સામે છે.

ભવાનીશંકર આમ તો સૌમ્ય ને સાત્ત્વિક પ્રકૃતિના, પણ કોઈ વાર ઊકળી જાય ત્યારે કોઈના નહિ. શરૂશરૂમાં આદિવાસી રોગીઓને દાક્તર પડીકીઓ આપે ને બીજે દિવસે રોગીને પૂછે : 'કેમ છે ? હવે સારું છે ને ? રોગી કહે : 'બાપા, તમારા પરતાપે હારુ લાગે છે. દવા તો હારી, પણ આ કાગળિયાં ચાવવાનાં ની ગમે.' દાક્તરનો મિજાજ જાય : 'માળા મૂરખ, તને પડીકાં આપ્યાં તેમાંની દવા ખાવાની કે કાગળ ચાવી જવાનો ! સાવ જંગલી જેવો; જા, દવા નહિ મળે.' બાપડો આદિવાસી પ્રથમ તો મૂઢ જેવો દાક્તરની સામે જોઈ રહે, પછી ધીમેથી બોલે : 'હમજ્યો બાપા, દવા આલો ભાઈશાબ !' એક વાર એક જણને પગે ઠોકર વાગી ને અંગૂઠો ચિરાઈ ગયોઃ જેવોતેવો પાટો બાંધીને દવાખાનામાં આવ્યો. દાક્તર પૂછે : 'કેમ શું થયું છે ?' પેલો કહે : 'સાહેબ, ઠેહ વાગી તે લોહી ખૂબ નીકળે છે.' દાક્તર તરત તડૂકી ઊઠ્યા : 'અલ્યા પ્રેમલા (પ્રેમશંકર), આની આંખમાં દવાનાં ટીપાં નાંખ, એને દેખાતું નથી લાગતું !'

આ ભવાનીશંકર દાક્તરે અમારા કુટુંબ ઉપર એક મોટો ઉપકાર કરેલો – મને 'નવે અવતારે' લાવવાનો. ત્રણેક વર્ષની વયે મેં દાદાની અફીણની ડાબલી રમવા લીધી ને એમાંનું ઘણું અફીણ ખાઈ ગયો. કહે છે કે ત્રણ દિવસ હું અચેત રહ્યો. એટએટલામાં કોઈ બીજું દવાખાનું નહિ, શહેર આઘે ને ઝડપથી લઈ જવાય એવાં સાધન નહિ. માબાપ ને દાદાની ચિંતાનો પાર નહિ. ભવાનીશંકરને બોલાવ્યા. એમણે હિંમત આપીને ત્રણ દિવસની સતત સારવાર કરીને મને ભાનમાં આણ્યો.

મોટા થયા પછી એ ઘટનાનો હેવાલ મોટેરાંને મોઢેથી અનેક વાર સાંભળવા મળ્યો છે. મારી બાનો સ્વભાવ આકળો. એણે દાદાને સંભળાવેલું : 'અફીણની ડાબલી ગમે ત્યાં રઝળતી મેલો છો તે મારે તો છોકરો ખોવાનો થયો !' ને દાદાની દશા ? બિચારા ગુનેગારની જેમ સાંભળી રહે. પસ્તાવો કરે ને ભગવાનને કહે : 'ભલા ભગવાન, મારી લાજ રાખજે, છોકરો જશે તો મારે કપાળે જનમભરની કાળી ટીલી ચોંટશે.' નાનપણથી જ હું દાદાને ઘણો વહાલો ને દાદા પણ મને એવા જ વહાલા.

ભવાનીશંકરને ત્યાં 'પ્રજાબંધુ' સાપ્તાહિક આવે. એના ઉપર વેલની ભાતમાં 'પ્રજાબંધુ' લખાયેલું વાંચ્યાનું બરાબર યાદ છે. તંત્રી તરીકે બલવન્તરાય પ્રમોદરાય ઠાકોરનું નામ હોય. આછા ગુલાબી રંગના કાગળો ને શરૂઆતમાં અંગ્રેજીમાં લખાણ, કદાચ તંત્રીલેખ, તંત્રીનોંધ. દાદા એને 'બુધવારિયું' કહે. અમારે પતંગ બનાવવા કાગળ જોઈએ; દવાખાને એકલા જવાની તો હિંમત જ નહિ, દાક્તરની ધાક ભારે. દાદાને કહીએ એટલે એ એમને દાક્તરને ત્યાં લઈ જાય. એક પ્રસંગ યાદ છે. 'પ્રજાબંધુ'ના ગુલાબી કાગળો આપતાં દાક્તરે કહ્યું : 'ઝાઝાં દઉં ?' કોણ જાણે કેમ મને 'ઝાઝાં' એટલે 'ઓછા' એવું જ સમજાયું ! મારું મોં પડી ગયું. પણ દાક્તરે તો ખાસ્સાં આઠદસ પાનાં, આખો અંક જ આપી દીધો. કઢાઈનો કે બાવળનો ગુંદર પાસેના જંગલમાંથી લાવવાનો. અમારી રમતના સાથી દાદા ભંગીવાડેથી કામઠું લઈ આવે અને એની ચીપો કમાનઢઢ્ઢા માટે કરી આપે. એમ અમારી પતંગ બને જે ભારે કાગળને લીધે ભાગ્યે જ ઊડે. અમે સીવવાના જાડા દોરાનો ટુકડો બાંધી પાસેના પસાયતામાં (મેદાનમાં) પાછું જોયા વગર દોડીએ. ઘણુંખરું તો પતંગ ઊડવાને બદલે ઊંધે માથે ધૂળમાં ઘસડાતી ચાલે ને અમે પાછળ નજર કરીને જોઈએ તો તે કૂંવાડિયામાં ભરાઈને ફાટી ગઈ હોય. ઉતરાણ વખતે કોઈ કોઈ વાર વડોદરામાં ભણતા ગણપતરામ પાઠકના ભાણા સોમાભાઈ કે મુંબઈ ભણતા જેઠારામ પાઠકના પુત્ર નંદકુમાર રંગબેરંગી પતંગોના કાગળો લાવે, મોટી પતંગ બનાવે ને દોરાનું લાડવા કરતાં બમણા કદનું 'પિલ્લું' લઈને પસાયતામાં ચગાવવા નીકળે ત્યારે અમે અહોભાવથી ને 'અમને આવું નહિ' એવા કંઈક રંજથી જોઈ રહીએ. ક્યારેક 'પિલ્લું' પકડવા આપે તો કડક, હાથ કાપી નાખે એવી દોરી જોઈને વિસ્મય પામીએ.

અમારા વાડાની પાછળ જ નિશાળનું પાકું મકાન. જમવાનો વખત થાય એટલે વાડામાંથી બૂમ પડે ને અમે જમવાની રજા લઈ ઘેર આવીએ. શાળામાં હું થોડો મોડો, સાતેકની ઉંમરે બેઠો. મારો નાનો ભાઈ રમણ જ્યાં સુધી નિશાળે જવા જેવડો ન થાય ત્યાં સુધી મને નિશાળે જવું કેમ ગમે ? એ પાંચ વર્ષનો થયો

એટલે અમને સાથે નિશાળે મૂક્યા. બાપુ ને દાદા તે દિવસે શાળામાં આવેલા એવું યાદ છે. અમે લાંબો કોટ ને માથે ભરત ભરેલી લાલ ગોળ ટોપી પહેરેલી;નિશાળમાં સાકર વહેંચાયેલી.

મારું શાળાજીવન ખાસ પ્રસંગો વગરનું છે. હું સ્વભાવે શરમાળ, ઝાડે ચડવામાં ને રમતગમતમાં કુશળ, પણ માણસ જોઈ મોં સંતાડું. આ શરમાળપણું આજે પણ રહ્યું છે ને ઘણી ગેરસમજનું કારણ બન્યું છે. એથી કોઈ મને અક્કડ, અભિમાની કહે છે; કોઈ અતડો, એકલમૂડો કહે છે. મારા ભાઈનો સ્વભાવ તોફાની ખરો. મંગળ માસ્તર નામના એક શિક્ષકને બારીમાંથી પથરો મારી એ નાઠેલો ને માસ્તરે પાછળ છોકરાઓ દોડાવેલા, ટિંગાટોળી કરી ઊંચકી લાવી હાજર કરવા. નિશાળમાં જમીન પર બેસવાનું. કોઈ કોઈ પોતાના ઘેરથી કોથળાના કકડા પાથરવા લાવે. આજુબાજુનાં ગામડાંમાંથી છોકરાઓ ભણવા આવે તે રોટલા બાંધી લાવે ને બપોરની રજામાં નદીએ જઈને ખાય. નિશાળમાં પાણીની સગવડ નહિ એટલે કેટલાક અમારે ત્યાં પાણી પીવા આવે. શિયાળામાં શનિવારે વહેલી સવારે ગરીબ છોકરાં એક જ વસ્ત્રભેર દૂરદૂરથી હાથમાં સ્લેટ લટકાવતાં આવે ને નિશાળની પાછળ તેમ પસાયતામાં ઊગેલા કૂંવાડિયા સળગાવી તાપણું કરે. માસ્તરો પણ તાપણે આવે ને આંક લખવાનો 'યજ્ઞ' ચાલે.

હેડમાસ્તર એક બુઢ્ઢા ને દમલા સજ્જન હતા. એમનું નામ તો નરોત્તમ, પણ બધાં એમને 'દમલા માસ્તર' કહે. નિશાળમાં ટપાલખાતું પણ ખરું. દમલા માસ્તર ટપાલનું પતાવી સામે જ એમને રહેવા માટે બાંધેલા મકાનમાં જતા રહે. ટપાલ કરતી વખતે પણ બે હાથનો ટેકો લઈ ઊભા પગે બેસે ને જોરથી હાંફે, ખાંસી ખાય. એમને બીજી વારની પત્ની નામે ચંચળ, ઉંમરમાં એમનાથી ઘણી નાની. તેઓ કહેતા : 'હું જ્યારે ચોવીસ વર્ષનો હતો ત્યારે આ બાબુની બા છ મહિનાની હતી.' એમનો એકનો એક દીકરો બાબુ દેવગઢબારિયે ભણે. આ બાઈ બહુ બોલકણી ને થોડી લડકણી પણ, એટલે એમના ઘરમાં થતી કચકચ અમને નિશાળિયાંને સંભળાય. માસ્તર કોક વાર વળી આવી જાય ને કોઈને સોટી તો કોઈને આંકણીનો પ્રસાદ ચખાડી હાંફતા હાંફતા ચાલ્યા જાય. શિક્ષા એ જ શિક્ષણ ! શાળામાં વિદ્યાર્થીઓને કઠોર શિક્ષાઓ થતી. ટેબલ ઉપર હાથ મુકાવી આંકણીથી મારે, બે હાથ ઊંચા કરાવી બોચી ઉપર પાટિયું રખાવી ફેરવે, અંગૂઠા પકડાવી પીઠ ઉપર કાંકરી મૂકે ને જો હાલવાથી કાંકરી પડે તો ઉપરથી આંકણી પડે. પછાત વર્ગનાં મોટા ભાગનાં છોકરાંમાં અમે બ્રાહ્મણના દીકરા એટલે અમને આવી શિક્ષા ભાગ્યે જ થતી. એક વખત શિક્ષાનો પ્રસંગ મારે આવેલો ખરો. દમલા માસ્તર ઘરમાં એટલે અમે બેત્રણ વિદ્યાર્થીઓ તોફાનમસ્તીએ ચડ્યા. એટલામાં

અચાનક એમનું આવવું તે અમે પકડાઈ ગયા. એક જણને તો એમણે ધોલ લગાવી દીધી. પછી મને હાથ લાંબો કરવાનું કહ્યું પણ મેં ન કર્યો. એમણે આંખ કાઢી, મેં આંખો ઢાળી દીધી. આખરે તેઓ દમને લીધે તેમ ક્રોધમાં ઉધરસ ખાતા ને ઘૂરકતા પાછા ઘરમાં જતા રહ્યા.

માર ખાવામાં સોમલો દરજી એક્કો. ગમે તેવી શિક્ષા એ માત્ર મૂંગે મોઢે જ નહિ પણ હસતે મોઢે સહન કરતો. 'સહન કરતો' કહેવું પણ કદાચ બરાબર નથી, એને કશી અસર જ થતી નહોતી. તોફાની ભારે ને ભણવામાં ભોટ એટલે બન્ને કારણે એને શિક્ષા થતી; એનો આખો દિવસ શિક્ષા ભોગવવામાં જ જતો. પણ સોમલો હસમુખો ને કામગરો ભારે તેથી ધીરે ધીરે એ માસ્તરની વહુનો પ્રીતિપાત્ર બન્યો. પછી તો એ માસ્તરના ઘરમાં, એમની તહેનાતમાં જ આખો દિવસ રહે. ઘરનાં નાનાંમોટાં બધાં કામ એ આનંદથી કરતો. આમ શિક્ષા અને શિક્ષણમાંથી એ છૂટ્યો; બેચાર ચોપડી ભણી એ ઊઠી ગયો ને એના બાપ ગોકળ દરજીના સંચે બેસી ગયો.

શાળામાં અમને શું ભણાવતા એ ખાસ યાદ નથી, પણ ક્યારેક 'શાળાપત્ર'ની ફાઈલો વંચાવતા; હાથે લખેલાં લખાણો વાંચવાની ટેવ પડે તે માટે કોઈ કોઈ દિવસ સરકારી કેળવણી ખાતાના પરિપત્રો વંચાવતા. ક્યારેક વરસાદ ખૂબ પડતો હોય, દૂરથી નદીનાળાં ઓળંગી આવતા વિદ્યાર્થીઓને રજા આપી દીધી હોય ત્યારે અમને બાકી રહેલાઓને 'શાળાપત્ર'માંથી ગીતોનું સમૂહગાન કરાવાતું. બારિયા રાજ્યનો નકશો ખોલી અમો ગોખતા : બારિયા રાજ્યના સાત મહાલ – હવેલી, રાજગઢ, સાગટાળા, કાકડખીલા, ઉમરિયા, દૂધિયા, ને રંધીકપુર; રાજ્યની મુખ્ય નદીઓ : પાનમ, ગોમા, કરડ, હડબ ને મેશરી. ક્યારેક 'રક્ષ દેવ તું મહારાજા' ગવાય તો ક્યારેક રણજિતસિંહ મહારાજ (રાજ્યના તે વખતના રાજા)ની પ્રશસ્તિ ગવાય. શાળામાં એક દૂરબીન પણ હતું જે બતાવવાનો કાર્યક્રમ કોઈ વાર રાખવામાં આવતો.

પાટનગર દેવગઢબારિયાથી પરીક્ષા લેવા 'ડિપોટી સાહેબ' આવે. બે બળદના સિગરામમાં સવારી કરતા. છબીલશંકર મ. ત્રિવેદી અમારા ઉપર ભારે પ્રભાવ પાડતા. દાદા તો કહેતા : 'જોયું ને ? ભણશો તો આમ સિગરામમાં ફરશો ને અમલદારી કરશો. બાકી આમ દંડાફંડા કરવામાં કશોય દહાડો નહિ વળે. આ 'ડિપોટી સાહેબ' અમને પ્રશ્નો પૂછે, માસ્તરને પલાખાં પૂછવાનું ને દાખલા લખાવવાનું કહે, બે દિવસ પરીક્ષા લે, માસ્તરને ત્યાં મિષ્ટાન્ન ઝાપટે ને ત્રીજે દિવસે સિગરામમાં બેસી, બીજે ગામ હાલતા થાય.

ઉનાળાની રજાઓ ઊઘડે ત્યારે વિદ્યાર્થીઓ માટે શાળામાં નવી ચોપડીઓ

આવી ગઈ હોય – 'મુંબઈ ઇલાકાના સરકારી કેળવણી ખાતાની', મુખપૃષ્ઠ પર પાંચમા જ્યૉર્જના ચિત્રવાળી. એનાં પાનાં ફેરવતાં કેવો આનંદ આવે ! કોઈ કંજૂસને ચલણી નોટો ગણતાં પણ એટલો આનંદ નહિ આવતો હોય. અને એને સૂંઘવાની મજા તો કંઈ ઓર જ. ઘરમાં બધાંને સૂંઘાડીને એમને પણ એ આનંદના ભાગીદાર બનાવીએ. પૈસાની બે કે ત્રણ કાળી અર્ધા ભાગ ઉપર લાલ કે લીલા તારાંકિત કાગળવાળી પેન જોતાં હાથ ઝાલ્યો ન રહે, લીટા કરવા બેસી જાય. શાળામાં કાળા પાટિયા પર (આ પાટિયું લાકડાની એક ઘોડી પર ગોઠવેલું હોય) ખડીના સફેદ ગઢ્ઢાથી લખવાનું કોઈ વાર સાહેબ સોંપે ત્યારે કુતૂહલ ને ગર્વથી મોં ખીલી ઊઠે. ધન્યતાની એ કથા ઘેર જઈને મોટેરાંને સંભળાવીને ને એમની શાબાશી મેળવીએ ત્યારે જ જંપ વળે.

પેલી ચોપડીનાં સફેદ પાન આજે પણ સ્મૃતિમાં ઊઘડે છે. એમાંનાં કાવ્યોની કોઈ કોઈ પંક્તિઓ શૈશવની આખી સૃષ્ટિને સાથે ખેંચી લાવે છે. 'વિશાળ વડ પર વેલ છજેલ, જાણે તંબૂ છે તાણેલ' ગોખતા ત્યારે કલ્પનામાં જે વડ ઊગી નીકળતો તે તો મારા ગામના પાદરનો વડ ને વેલ તે લીલ બાઝેલી નિશાળની ભીંતે ચડેલો ઘિલોડીનો પેલો વેલો જ તો ! 'રંગીન ચિત્રવિચિત્ર માછલાં ગંમત કરતાં' એમ માસ્તરસાહેબ આગળ બોલતા હોઈએ, પણ મન તો ક્યારનું કરડ નદીમાં માછલીઓ ભેગું માછલી થઈને રમતું હોય ! 'ઝૂકી ઝાડનાં ઝુંડની ઝાઝી' ઝાડીની ઝડઝમકમાં, નિશાળ મૂકીએ તો પૂર્વમાં સાત ડગલાં ભરતાં જ જેનું સખ્ય પ્રાપ્ત તે જંગલમાં વૃક્ષોની ઝૂલતી ડાળીઓ એકબીજા સાથે ઝપટાતી સંભળાય. ત્યારે ચોપડીના આવા વર્ણન ને પ્રત્યક્ષ દુનિયા વચ્ચે ઝાઝું અંતર નહોતું; જે થોડું હોય તેને મુગ્ધ કલ્પના કાપી આપતી. પરિચિત પ્રકૃતિના અલ્પપરિચિત અક્ષર દ્વારા થતા પુનઃપરિચયથી ચિત્તમાં એક લય સર્જાતો. વસ્તુજગત અને કલ્પનાસૃષ્ટિ વચ્ચે ત્યારે અભેદ્ય સરહદો નહોતી, આવ-જા કરવાની પૂરી છૂટ હતી. ક્યારેક સ્વપ્નમાં એ સરહદો વિચિત્ર રીતે એકબીજામાં ભળી જતી; પણ ત્યારે એમની વચ્ચે ઝઘડો ન થતાં પરસ્પરને મળ્યાનો આનંદ થતો. તકલી, સૂતર કે ઝંડાની કવિતા ત્યારે નહોતી ભણાવાતી, પાયાની કેળવણીનો ખ્યાલ પ્રચલિત નહોતો. એ ચોપડીઓમાંથી કલ્પનાની કેળવણી મળતી ને કુમળાં કલ્પનાપ્રિય બાળકો ઉપર આજે ડહાપણની દુનિયાનો જે બોજ લાદવામાં આવે છે તેનાથી મુક્ત રહેવાતું. પણ આજે તો આપણે ઇજનેરો, ડૉક્ટરો, પ્રધાનો ને નેતાઓ પેદા કરવા છે ને ! કેળવાયેલા હૃદયના કલ્પનાશીલ માણસો ક્યાં પેદા કરવા છે !

# 3



આ પ્રદેશની પ્રજાને મન થાણું એટલે યમસદન ને સરકારી અમલદાર એટલે જમડા. એમની નજરે ચડવાનું એ બને તેટલું ટાળે. આદિવાસી જંગલમાં નિર્ભયતાથી રહે, વાઘવરુનો એકલે હાથે સામનો કરે, અંદર અંદર ઝઘડો થતાં સામાને ઝટકાવી નાખતાં વિચાર ન કરે પણ ખાખી ડગલી (સરકારી નોકર) જુએ કે થરથર કંપે. આ અસલ લડાયક બહાદુર પ્રજા આટલી રાંક, ડરપોક કેવી રીતે બની ગઈ હશે, એમની ઉપર શી શી આસમાની સુલતાની વીતી હશે તેનો ઇતિહાસ તો મળે ત્યારે. અત્યારે તો તેઓ વેઠ કરે છે, ભૂલેચૂકે થાણે આવી ચડે તો અમલદારો એમને વગર કારણે આખો દિવસ બેસાડી રાખે છે, પાણી ભરાવે છે, લાકડાં કપાવે છે. એમની ને એમની સ્ત્રીઓની છડેચોક સતામણી ને સારાં માણસથી સાંભળી પણ ન શકાય એવી ગંદી મશ્કરીઓ કરે છે. ગાળો દે છે. આવા વેઠત્રાસથી તો બિચારી આ પ્રજા દવાખાનું થાણામાં હોવાથી દવા લેવા પણ નાછૂટકે જ આવે છે. આજુબાજુનાં ગામોના

કોળી, ધારાળા, બારૈયા આદિ કોમના અફીણના બંધાણીઓ અમારે ત્યાં આવે ને કગરે : 'મહારાજ, અફેણ લાવી આપોને. અમે જઈશું તો પાછા દાણી દહાડો બૂડતાં લગી બેસાડી રાખશે કે કામે વળગાડશે ને અમારું ખેતરનું કામ ખોટી થશે.'

એક દાણીને તો એવી ટેવ કે સવારમાં ચા પીને બીડીની એક જૂડી ને માચીસ લઈને ગોઠ બાજુ નીકળી પડે. અમારે ઘેર કે પછી ગણપતરામને ઘેર બેસી ગપાટા મારે ને નિરાંતે જમવાની વેળાએ પાછા થાણામાં એમને ઘેર પહોંચે; જમીને વળી પાછી એ જ દિનચર્યા ! દાણી અફીણ, ભાંગ, ગાંજો, રાજ્ય તરફથી વેચવાનું કામ કરે ને પરહદમાં અનાજ કે બીજી ચીજવસ્તુઓ લઈ જવી હોય તો દાણચિઠ્ઠી ફાડી આપે. એવી મહત્ત્વની ફરજ આ અમલદાર ઑફિસમાં તો નહિ જ, ઘેરબેઠાંય નહિ, પણ પરઘેર બેઠાં જ બજાવે ! તેઓ ગામમાં હોય ને જો કોઈ એમને શોધવા આવી ચડે તો પહેલાં તો એને ખાસ્સી મોટી એક ગાળ મળે, 'કેમ પટ્યોલ, ઘોડો લઈને આવ્યો છે ?' હાળાં ટકાનાં તેર તે પાછાં અહીં ગામમાં દોડ્યાં આવે છે ! હું અફીણ અહીં સાથે લઈને ફરું છું ? હાળાં કોળી ને ડોળી તો પીલ્યે જ પાધરાં થાય; જા, બેસ થાણે જઈને, ને ઘોડે ચડીને આવ્યો હો તો હેંડવા માંડ્ય.' પેલો આવું સાંભળીને થાણામાં પાછો જાય. દાણીસાહેબ પોતાની સત્તા ને મિજાજનો થોડો મહિમા યજમાનને સંભળાવી કશી ઉતાવળ ન હોય એમ ઠંડે જીવે થાણે જવા નીકળે.

એક 'જંગલી ફોજદાર'(રેન્જ ફૉરેસ્ટ ઑફિસર)ના મનમાં થાણાથી નદી સુધીના રસ્તા ઉપર બન્ને બાજુ વૃક્ષો ઉગાડવાનો તુક્કો ઊઠ્યો. પછી તો માત્ર જીભ હલાવવાની જ વાર, હુકમો છૂટ્યા ને લીમડા, વડ, આંબા ને રાયણના રોપ રોપવામાં આવ્યા, આસપાસ વાડોલિયાં પણ તૈયાર થઈ ગયાં. થાણામાં જે આદિવાસીઓ આવે તેમને હુકમ થાય : 'જાઓ, નદીએથી પાણી ભરી લાવો ને ઝાડમાં રેડો.' કેટલી વાર સુધી આ કામ કરવાનું, ક્યારે છૂટા થવાનું, ક્યારે ગામ પાછા ફરવાનું : કશું પૂછવાનું નહિ; પૂછવાની હિંમત જ ક્યાંથી લાવે ? એ તો વળી અમલદારના દિમાગમાં વાત ઊતરે ને દિલમાં રામ જાગે તો બેચાર ગાળો સાથે ઘેર જવાની રજા આપે : 'જાવ હાળા, ઘેર મરો, ઢોર જેવા.' ઉનાળાના બળતા બપોરે ઉઘાડે પગે ને ઉઘાડે શરીરે મોટાં મોટાં માટીનાં માટલાં ખભે મૂકીને જતા એ લંગોટિયાં આદિવાસીઓને મેં મારા વાડામાંથી જોયા છે; બાને કે દાદાને પૂછ્યું છેય ખરું : 'ઉઘાડે પગે દઝાય નહિ ?' જવાબ મળે : 'એમને તો ના દઝાય; એ તો ખરહાંણી (એક જાતની વનસ્પતિ)ની જાત.' દઝાતું તો હશેસ્તો, પણ અમલદારી તાપ આગળ બાપડાઓને સૂરજનો તાપ પણ કૂણો લાગતો હશે, આઠથી પચીસ રૂપિયાના માસિક પગારવાળા આ અમલદારોની સત્તા અને ક્રૂરતા આગળ હિટલર-મુસોલિની પણ પાણી ભરે.

અહીં કોઈ કજિયો લઈને આવે તો તેનો ફેંસલો માર મારીને કરવામાં આવે છે; દંડાનો જ ન્યાય ચાલે છે. અમલદાર સામે ફરિયાદ કરવાની કોઈની હિંમત નથી ને એવી ફરિયાદ સાંભળનાર પણ કોઈ નથી. દરેક ખાખી ડગલીવાળો માણસ એક રાજા છે. એ તમારાં મરઘાં-બકરાં માગે તો તમારે આપવાં પડે; એ તમારા ઘરમાંથી અનાજ લઈ જાય ને ઉપરથી બે ગાળ કે દંડામાર દઈ જાય તો તમારે મૂંગે મોઢે સહન કરવાનું; તમારી સ્ત્રી, બહેન કે દીકરીની લાજ લૂંટે તો તમારે લાચારીથી જોઈ રહેવાનું. રાજા શિકાર કરવા નીકળે તો ઘરના રોટલા બાંધીને જંગલમાં 'હાકો' કરવા જવાનું. (વાઘ જેવા પ્રાણીને શિકાર કરવાના અનુકૂળ સ્થાન સુધી લાવવા માટે જંગલમાં અનેક દિશામાંથી માણસો એકસામટા બૂમો પાડતા દોડે તેને 'હાકો' કહેવામાં આવે છે.) રાજ્યના રાજા કે દીવાન મહાલના કોઈ સ્થાને મુકામ નાખવાના હોય તો દેવગઢબારિયાથી તે સ્થાન સુધીનો રસ્તો આજુબાજુના ગામલોકોએ તૈયાર કરવાનો. અહીં દમન એ જ કાયદો છે, ભયંકર અન્યાય ને અવ્યવસ્થા એ જ વ્યવસ્થા છે.

સાચના બે શહીદોનો એક પ્રસંગ યાદ આવે છે. એક વાર થાણામાંથી ભરણાની રકમ ઊપડી ગઈ; હશે પાંચસો-છસો રૂપિયા. ચોરીની ફરિયાદ પાટનગર પહોંચી. સરકારી રકમની ચોરી એટલે જ સત્તાવાળાઓને મન ગંભીર બાબત. પોલીસવડા યારમહમ્મદને તપાસ માટે મોકલવામાં આવ્યા. એમણે રાજગઢ થાણામાં મુકામ નાંખ્યો. યારમહમ્મદની બાહોશી વખણાય, એ ચોરી ન પકડી શકે એવું બને જ નહિ એવી એમની છાપ. આ છાપ કાયમ રાખવા ને દઢ કરવા એમણે કમર કસી. બીજે જ દિવસે શક પરથી બે માણસોને પકડવામાં આવ્યા : એક ગોઠ ગામના નાનિયાને (એ કોઈ કામ અંગે ચોરીના બનાવ વખતે થાણે આવેલો એટલે) ને બીજા ઘોઘંબાના, પટાવાળાની નોકરી કરતા રામલાને. બન્નેને પહેલે દિવસે હેડમાં પૂર્યા. એમણે ગુનો કબૂલ ન કર્યો. બીજે દિવસે એમને એક ઓરડીમાં પૂરીને મારવા લીધા. છાતી ઉપર ચડી બેસી મોં ઉપર મુક્કા મારે. નાગા કરી ગુદાના ભાગમાં લાતો મારે, છાતી ઉપર લાઠી મૂકી બે છેડે બે જણા બેસે; અંગૂઠા પકડાવી પીઠ ઉપર ઈંટો મૂકે, દંડા ફટકારે; પોલીસના ફળદ્રુપ ભેજામાં યાતના આપવાની જે કોઈ યુક્તિ સૂઝે તે અમલમાં મૂકવામાં આવે, પણ આ બે જુવાનોએ ગુનો કબૂલ ન કર્યો તે ન જ કર્યો. એમનો એક જ જવાબ હતો : 'અમે લીધા નથી પછી ચેમ કરીને હા કહીએ ?'

એક બપોરે નાનિયો ઉતાવળે પગલે અમારા ઘર આગળથી થાણામાં જવા નીકળ્યો. બાને થયું કે લાવો પૂછીએ તો ખરાં કે શું કરે છે, 'કેમ નાનભઈ' કહ્યું એટલે એ ઓટલે ચડ્યો. 'હારું બા.' 'અલ્યા ત્યાં શું કરે છે, થાણામાં ?' 'અરે

બા, વાત જ જવા દો, પૂરવ જનમનાં પાપ હશે તે ભોગવવા વારો આવ્યો, નકર (બાકી) આ જનમારે તો અધરમ નથી કર્યો. બે વાર ખાવા છોડે છે; ઘેર રોટલા ખાવાના અને થાણામાં માર ખાવાનો.' બાની નજર એના મોં પર ગઈ એટલે તરત નાનભાઈએ કહ્યું: 'આ જુઓને બા, કાલે એવી ઝાપોટ મારી કે મારા આ બે દાંત પડી ગયા; જુલમનો પાર નથી; હશે, કરમના લેખ ભોગવ્યા વગર છૂટકો નથી.' બાને દયા આવે છે, એ કહે છે : 'પણ તું હા કહી દેને, એટલે આ મારપીટ તો બંધ થઈ જાય.' 'એવું તો ચેમ કહેવાય બા, લીધું ના હોય ને માથે ચેમ ઓઢી લેવાય ? એક તો આબરૂ જાય ને પાછા જૂઠું બોલી ભગવાનના ગુનેગાર થઈએ એ જુદું. એ પાપમાંથી કયે ભવ છૂટીએ પાછા ? જે નસીબમાં હશે તે થશે.'

ઈસુને વધસ્તંભે જતા મેં ચલચિત્રમાં જોયા છે; લોકોનાં પાપ ખાતર શહીદી સ્વીકારનાર એ સંતના વદન પરથી કરુણાની ધારાઓ રેલાતી જોઈ છે; પણ શૈશવમાં જોયેલું નાનિયાનું મુખ ભુલાતું નથી. એ ઉતાવળી, ધરતી ધ્રુજાવતી ઉઘાડા પગની ચાલ, એ કપાળ ઉપર હીંચકા ખાતા વાંકડિયા વાળ, એ વૃષસ્કંધ પડછંદ શરીર, સત્યને ખાતર રોજ રોજ નિયમિત થાણે હાજર થઈ અમાનુષી માર ખાવાની એની ધીરતા-દૃઢતા, 'લીધું ના હોય ને માથે ચેમ ઓઢી લેવાય ?' એવાં એનાં સત્યાગ્રહ-વચનો : આ બધાંએ મારા શિશુચિત્તમાં સાચના એક શહીદની મૂર્તિ સ્થાપી દીધી છે. નાનિયાનું શરીર મજબૂત તે મારનાર હાર્યા ને આખરે એને છોડી મૂક્યો. પણ પેલો રામલો, પહેલેથી જ નાજુક ને ભાંગેલા શરીરનો, પાતળો સળેકડા જેવો તે એનાથી કેટલું સહન થાય ? એક સવારે વાત આવી કે રામલો કોટડીમાંથી રાતોરાત ભાગી ગયો ! પોલીસે તો નહિ પણ સગાંવહાલાંએ શોધખોળ કરી મૂકી, છતાં એનો પત્તો ન મળ્યો. એ જ તો છે રજવાડાંના રાજકારણની ખૂબી ! રામલાને અતિશય માર મારતાં તે મરી ગયો ને રાતોરાત એના શરીરને વગે કરી દેવામાં આવ્યું. (લોકવાયકા પ્રમાણે થાણાની કોટડીમાં જ દાટી દેવાનું આવ્યું.) બિચારો રામલો ! ત્રાસથી નાસી તો ગયો, પણ આ દુનિયામાં નહિ, બીજી દુનિયામાં. યારમહમ્મદે પછી ભીનું સંકેલ્યું, મુકામ ઊઠી ગયો. એ ચોરી પકડાઈ કે નહિ તે યાદ નથી. યાદ છે માત્ર બે કહેવાતા ચોરોની સાચ માટેની શહીદી.

નાનભાઈ હયાત છે; અમારાં બ્રાહ્મણોનાં ઘરનું પાણી ભરે છે ને ખેતી પણ કરે છે. દસેક વર્ષ પર મળ્યો હતો. એ જ તેજીલી ચાલ. હું નદીએથી આવતો હતો, એ નદીએ પાણી ભરવા જતો હતો. 'કેમ બચુભાઈ, ચ્યાણે આયા (ક્યારે આવ્યા) ?' એણે ભાવથી પૂછ્યું. 'આજે જ.'મેં કહ્યું. 'તમે તો કાંઈ આ મલક જ છોડી દીધો ! બાપનું ગામઘર છોડાય કે !' જાણે ઠપકો આપતો હોય એમ કહે.

'ભાઈ, કમાવા તો બહારગામ જવું જ પડે ને ? પણ તમારું કેમ ચાલે છે ? સુખી તો છો ને ?' મેં કહ્યું. 'મોટા, તમારા આશરવાદથી સુખી તો છીએ; પણ આ લડાઈ ચ્યાણે (ક્યારે) બંધ થશે ? મોંઘવારીમાં મરી ગયા.' આશાભરી નજરે જવાબ સાંભળવા એ મારી સામે તાકી રહ્યો. મેં ખિન્ન સ્વરે કહ્યું : 'નાનભાઈ, લડાઈ તો ક્યારનીય બંધ થઈ ગઈ. આપણે ત્યાં હવે 'સવરાજ' આવી ગયું, આપણું રાજ થઈ ગયું.' 'હેં ! તારે પછી આ મોંઘવારી શાની છે ? ગાંધી માતમાના રાજમાં તો કહે છે કે બધાંને રોટલો-લૂગડાં ભરપટ્ટે મળવાનાં હતાં !' જાણે મારી વાત રમૂજ હોય તેમ કંઈક અવિશ્વાસથી એ મારી તરફ જોઈ રહ્યો. મને એનામાં રહેલો પેલો સાચનો શહીદ દેખાયો. થોડી મૂંઝવણ પછી મેં હસતાં હસતાં કહ્યું : 'એ તો બધું ધીરે ધીરે બને, ટીપે ટીપે સરોવર ભરાય, સરકારના કાયદા ફરતાંય વાર તો લાગે ને ?' 'હાસ્તો બચુભઈ, લ્યો હેંડો તારે, કરમના ખેલ છે બધા.' કહી એ તો નદી ભણી ચાલતો થયો; એનાં પગલાં વધારે વેગીલાં લાગતાં હતાં; કદાચ 'સવરાજ'ના ઊજળા દહાડાની આશામાં હશે. મારાં પગલાં ધીમાં પડ્યાં; મનમાં એક પંક્તિ, સીસા જેવી ખટકતી હતી : 'અરે ! એ તે ક્યારે ? ભસમ સહુ થૈ જાય પછીથી ?'



# 4



ગોઠ ગામની પૂર્વ દિશામાં, પસાયતું મૂકીએ એટલે તરત જંગલ આવે; સાગ, ખાખરા, બાવળ, આમલી, અનૂરીઓ, કૉઠી, આંકોલ ને કડાનાં નાનાંમોટાં ઝાડ. એમાં એક-બે કઢાઈનાં તોતિંગ સફેદ રંગનાં વૃક્ષો, કાળીપરજની વચ્ચે આર્યજનની જેમ ઊભેલાં. પગમાં કાંટો વાગ્યો હોય ત્યારે આ કઢાઈનો ગુંદર ગોળ સાથે ગરમ કરીને બાંધવાનો. ખેંચાઈને કાંટો બહાર આવી જાય. નાનપણમાં અમે ઉઘાડે પગે જ ફરીએ (જોડા-ચંપલ ત્યારે આ પ્રદેશમાં જરૂરતની નહિ તેટલી મોજશોખની વસ્તુ ગણાય.) એટલે અનેક વાર આ ઉપચારનો આશ્રય લેવો પડે; પણ અમને આ ઝાડનું એક ખાસ આકર્ષણ હતું. એની સફેદ છાલ ઉપર સાગની સળીથી કે બાવળના કાંટાથી અમે નામ લખીએ. થોડા દિવસ એ અક્ષરો ઉપર પડ બાઝે ને પછી એ ઉખાડતાં નામ સ્પષ્ટ ઊઘડે. મહાદેવ જતાં રસ્તામાં આવતું એ નામાંકિત વૃક્ષ આજેય સ્મરણમાં અકબંધ ઊભું છે.

એ જંગલમાં ગામથી અર્ધોએક ગાઉ દૂર વૈજનાથ મહાદેવનું એક પુરાણું દેરું છે. આગળનો વિશાળ ઘુમ્મટ ને પાછળનું ઊંચું અણિયાળું શિખર તે કાળે અમને ભવ્ય લાગતાં. એની સામે ને આસપાસ નાનીમોટી અનેક દેરીઓ છે; હનુમાનજીનું મંદિર ને બળિયાદેવનું થાનક છે, અહીં જ અવસાન પામેલા બાવાઓની સંખ્યાબંધ સમાધિઓ છે. આ પ્રદેશમાં આવું મોટું મંદિર બીજે ક્યાંય નથી તેથી અનુમાન થાય કે એક કાળે અહીં વસ્તી હશે. મંદિરના પાછળના ભાગમાં ભીંતમાં એક તકતીમાં અરબી લિપિમાં લખાણ છે. નાનપણમાં એવું સાંભળેલું કે એ લખાણ કોતરાવીને આ મંદિરને મુસલમાનોના હાથે ભાંગતું બચાવવામાં આવેલું. એક કાળે અહીં સારી વસ્તી હશે એવા અનુમાનને સમર્થન મળે એવી બીજી ઘણી સામગ્રી અહીં પડેલી છે. પાસે મુસલમાનોની એક દરગાહ છે. પૂર્વમાં આગળ પડી ગયેલાં મકાનોના ઈંટેરી પાયા જોવા મળે છે. મહાદેવના થાનકની પૂર્વમાં જૂનું રાજગઢ આવેલું છે. એને ફરતી નાનીમોટી ટેકરીઓ છે. નામ જોતાં આ ટેકરીઓના કુદરતી ગઢથી સુરક્ષિત રાજગઢ એક કાળે મોટું ગામ હશે. જંગલમાં એક જીર્ણ મંદિર ઊભું છે, તે મંગલેશ્વર મહાદેવનું એમ દાદા કહેતા. ગોઠના બ્રાહ્મણો (અમારા કુટુંબ સિવાયના) અગાઉ અહીં રહેતા. હાલ રાજગઢમાં મુસલમાનોની વસ્તી છે (ને આખા પ્રદેશમાં માત્ર અહીં જ એમની વસ્તી છે.) એ જોતાં પાવાગઢ પરની મહમ્મદ બેગડાની ચડાઈ સાથે આ સ્થળના ઇતિહાસને સંબંધ હોય એમ લાગે છે. પાવાગઢથી આ સ્થળ સાતઆઠ માઈલ જ દૂર છે. મંદિર સહેજે છસોસાતસો વરસ જૂનું હશે. એના આગળના ઘુમ્મટની છતમાં રામાયણનાં ચિત્રો, અજંતાનાં ચિત્રોમાં જેવો લાલ રંગ વપરાયેલો છે એવા રંગમાં આલેખાયાં છે. એ આખો પ્રદેશ પછાત ગણાય, એટલે આપણા સંશોધકો ને પુરાતત્ત્વવિદો ત્યાં સુધી પહોંચી શક્યા નથી; પહોંચશે ત્યારે કદાચ મંદિરનો કોઈ ઉત્સાહી પૂજારીએ જીર્ણોદ્ધાર કરી નાંખ્યો હશે. આપણી આ ધર્મપ્રેરી જીર્ણોદ્ધારતત્પરતાએ કેટકેટલા ઐતિહાસિક અવશેષો ને પુરાવાઓને ભૂંસી નાંખ્યા હશે ! ગામના તળાવે કે નદીએ કેટકેટલા પાળિયાઓને, ઇતિહાસની નાનકડી વીરમૂર્તિઓને નાહવાધોવાની શિલા બનાવી આપણે ઇતિહાસને ઘસીભાંગી નાંખ્યો હશે ! આપણી અંધશ્રદ્ધાએ પાળિયામાં આલેખાયેલી કેટલીય વીર વ્યક્તિઓને બળિયાદેવ, ભૈરવ કે ભાથીખતરી તરીકે સ્થાપી ઇતિહાસમાંથી એમને દેશનિકાલ કરી દીધી હશે, ઇતિહાસની આબાદી ઘટાડી દેવોની વસ્તી વધારી દીધી હશે ! ગામને પાદરે આવેલાં વૃક્ષની સોડમાં કે નાનકડી દેરીમાં પુરાઈ રહેલા મૂંગા કાળ ભગવાનની કથા કહેનારી જીભો પણ હવે તો ટૂંકી થતી જાય છે. વૃદ્ધો ગયા ને નવી પેઢી તો શાળામાં ઇતિહાસ ગોખતાં પરવારે તો આ રોજ રોજ ઠોકરે ચડતા ઇતિહાસને

ઉકેલવા બેસેને ! પેલાં જૂનાં ચિત્રો ઉપર કૂચડો ફેરવી દઈ તેને સ્થાને વળી કોઈ અર્વાચીન ચિત્રો ચીતરી મારશે – નવી શૈલીનાં, રેઢિયાળ. એમાં મહાદેવજીને મૂછવાળા ચીતર્યા હશે કે મૂછ વગરના સ્ત્રૈણ દેખાવના : પાસે પાર્વતી દક્ષિણી ઢબની સાડી પહેરીને ઊભાં હશે કે વામાંગે વિરાજતાં હશે ! આવા લપેડાઓમાં નથી કલાનો વિવેક કે નથી ધાર્મિકતાનો રંગ. આ તો પેટિયું કૂટનારની નરી મહેનત છે, વેઠ છે. જંગલોય કપાતાં જાય છે ને ખેતરો વિસ્તરતાં જાય છે, એટલે કદાચ પેલા ઈંટેરી પાયા પણ ઊખડીને લોકોને ઘેર પહોંચી ગયા હશે.

વૈજનાથના મંદિરના ગર્ભાગારમાં શિવલિંગ છે; ઘાટીલું કે ઘડેલું નહિ, શંકુ આકારનું ખરબચડા પથ્થરનું. એ સ્વયંભૂ ગણાય છે – કદાચ દ્વાદશ જ્યોતિર્લિંગમાંનું એક વૈજનાથનું ગણાવાય છે તેથી હશે. પાછળ ગોખમાં એક ખરબચડા પથ્થરની પાર્વતીની મૂર્તિ છે. બાજુમાં એક બેએક ફૂટ ઊંચું, ઘડેલું શિવલિંગ છે તે મંગલેશ્વર મહાદેવનું, પેલા જંગલમાં જીર્ણ હાલતમાં ઊભેલા મંદિરમાં એ હતું, પણ કોઈ આસમાનીસુલતાની – ઘણુંખરું તો સુલતાની જ – થતાં એ મંદિર તૂટ્યું ને દેવને બચાવવા ભક્તોએ વૈજનાથમાં લિંગને લાવી સ્થાપ્યું.

કોઈ કોઈ પ્રસંગે આ સ્વયંભૂ લિંગ ઉપર વૈજનાથની તાંબાની મૂર્તિ (માત્ર મસ્તક) ગોઠવવામાં આવે છે. ત્રિનેત્ર, મૂછવાળું, કોઈ રજપૂત યોદ્ધાના મસ્તક જેવું આ શિવમસ્તક ખરેખર આકર્ષક છે. ગર્ભાગારના અંધારામાં, આરતીના ધ્રૂજતા આછા અજવાળામાં એ મૂર્તિનું દર્શન કરતા અમને ભક્તિ કરતાં ભયનો ભાવ વધુ જાગતો. ખરું કહું તો આ સ્થળ સાથે ભયનાં સંસ્મરણો જ વધારે જોડાયેલાં છે. સાધારણ રીતે સાંજે મહાદેવ જવાનું હોય ને આરતીનાં દર્શન કરીને અંધારે પાછા વળવાનું હોય. વગડામાં થઈને જવાનું, આજુબાજુ ઘોર અંધકાર, તમરાંના ચિત્કાર, ઉત્તર તરફ પાસે જ નદી ને એમાં સ્મશાન, બાવાની સમાધિઓ, પીરની દરગાહ, નદીકાંઠે જંગલમાંથી પાણી પીવા ઊતરતાં શિયાળવાંનું રુદન, આ બધું અમારા શિશુ મનને ભયથી ભરી દેતું.

મંદિરની પડખે એક ધર્મશાળા; એમાં બાવો રહે. વચ્ચે એની ધૂણી બળે; એમાં ત્રિશૂળ અને ત્રણચાર ચીપિયા ખોસેલા. પાસે બાવાની બેઠક, ઉપર વ્યાઘ્રચર્મ પાથરેલું. ભીંત ઉપર એક ખીંટીએ વાઘનું માથું ગોઠવેલું ને તેની બાજુમાં બીજી ખીંટીએ કોઈ કોઈ વાર વગાડવામાં આવતું, ગૂંચળું વળેલા નાગના આકારનું, નાગણ નામનું વાદ્ય લટકે. બાવાના ઓટલા ઉપર એક બંદૂક ને એક તલવાર પણ ખરાં. ધર્મશાળાની પાછળ એક કૂવો ને એકબે ગલતોરાનાં (ગુલમોરનાં) વૃક્ષ. ત્યાંથી ઢોળાવ શરૂ થાય તે નદી સુધી. અમારા જેવા ઊજળી વરણના દર્શનાર્થીઓ આવે ત્યારે કોઈ વાર બાવો ભાંગ ગાળે ને અમને ભાવથી પિવડાવે. અલકમલકની

વાતો ગુજરાતી થઈ ગયેલી હિન્દીમાં હાંકે. આવા બાવાઓ આવે ને જાય; સ્મરણમાં એક ટક્યો છે : નામ નારણગર, સ્વભાવનો કડક; સરસ ઘોડી રાખે ને ગામડામાં અનાજ ને દાપાં ઉઘરાવતો ફરે. કોઈ કહેતું કે જાતનો એ વાઘરી છે; અઠ્ઠલ દારૂડિયો. સાંજે પસાયતામાં થઈને ઘોડી ઉપર જતો હોય એટલે મોટેરાં કહે : 'કલાલને ત્યાંથી પીને નીકળ્યો હશે.' કહેવાતું કે એણે એક નાયકણ રાખેલી. એક દિવસ બાવાજી ચકચૂર થઈને નાયકણ સાથે ધૂણી આગળ સૂતેલા તે રાતના લૂંગડાં સળગ્યાં ને બેય જણાં દાઝી ગયાં. બાવાને ગાડે ઘાલી શહેરના દવાખાને લઈ ગયા ને બાઈ મરણ પામી.

મહાદેવમાં ગોકળઆઠમનો અને શિવરાત્રિનો એમ બે મોટા મેળા ભરાય. અમે હોંસે હોંસે બાપુ સાથે મેળે જઈએ. બાપુ ખાવાની ગોળીઓ ને વગાડવાનું વાજું અપાવે : બહેનો બંગડીઓ પહેરે. આદમ ઘાંચી ચકડોળ ને ચકરડી લાવ્યો હોય; પૈસા આપી ચકરડીના ઘોડા ઉપર સવાર થઈને ગોળ ફરવાની મજા આવે. ચકડોળમાં તો જાણે જીવ ઉપરતળે થઈ જાય. ચગડોળે ચડીને ચકરડી ફરતાં ફરતાં ગાયા જ કરતાં પેલાં ગ્રામજનોમાં જ 'મળેલા જીવ'નાં કાનજી ને જીવી શોધવાનું ફાવે છે. મેળામાં નાયક, રાઠવા, દૂરદૂરથી આવે. પંદરવીસના ટોળામાં સ્ત્રીપુરુષો નાચતાં નાચતાં જાય. પુરુષો જોડિયા પાવામાં વાગતી ધૂનને તાલે તાલે નાચે; સ્ત્રીઓ ખુલ્લે ગળે ગીતો ગાતી ગાતી નાચે; એમનાં કડલાં તાલ પુરાવે. આંખોમાં મેંશ આંજી હોય. લાલ લૂગડું કછોટો મારીને પહેર્યું હોય. અંગોમાંથી ઉલ્લાસનો ગુલાલ ઊડતો હોય. આ જ સ્ત્રીપુરુષો ગઈ કાલે તો કોઈનું ખેતર નીંદતાં હતાં, મગફળીઓ કે મહુડાં વીણતાં હતાં, ઝૂંપડીમાં ટાઢથી બચવા રાખમાં ઢબુરાઈ સૂતાં હતાં ને આવતી કાલે પાછાં આવા જ જીવનમાં જોતરાઈ જવાનાં છે એવો ખ્યાલ પણ ન આવે. અહીં વાર્તાઓમાં જેની હિમાયત થાય છે તે માંદલો જીવનનો ઉલ્લાસ નથી, પળે પળે જીવનમરણના જંગમાં ઝૂઝી રહેલા લોકોનો સ્વાભાવિક ઉલ્લાસ છે. એમનાં સહજોત્થ ગીતને કોઈ સરકારી સર્ટિફિકેટની કે નૃત્યને કોઈ આચાર્યના ઉત્તેજનની પડી નથી. ખાસ કરીને શ્રાવણના મેળામાં આનંદ-ઉલ્લાસ વધારે જણાય. ઝરમર વરસાદ વરસતો હોય ને લોકો વગડો ગજાવતાં, પાણીમાં છબછબિયાં કરતાં જતાં હોય. છેક અમારે ઘેર રહ્યે રહ્યે મેળાનો કોલાહલ સંભળાય. દેરામાં પોઠિયાની ફરતે મોટા કૂંડાળામાં ફરીને ગાતાં સ્ત્રીપુરુષોનાં ગીતોનો ઘોર સંભળાય. શિવરાત્રિના મેળામાં દરેકને એક એક લોટી ભાંગ મફત પાવામાં આવે.

કાળીચૌદશને દિવસે હનુમાનજીને તેલ ચડાવવા અમે જઈએ ને મૂર્તિ ઉપરથી થોડી 'મળી' (ચીકણો પદાર્થ) ઉખાડી લાવીએ. આ મળીનો વ્યહારુ ઉપયોગ તો વાસણ કાણું થયું હોય તો તેને સાંધવામાં થાય; પણ પ્રચલિત માન્યતા

એવી કે મળી ઘરના ટોલ્લે ચોંટાડવાથી ઘરમાં ભૂતપ્રેતનો પ્રવેશ ન થાય. ભૂતપ્રેતની વાત આવી એટલે દાદાએ કરેલી એક વાત સ્મરણમાં ચડી આવે છે. એક કાળીચૌદશે મારા બાપુ (જે તે વખતે દસબાર વર્ષના હશે) ને દાદા મહાદેવ ગયા. આરતી થયા પછી સાથેના માણસોએ ભજન ગાવાનું કહ્યું. બાપુએ સરસ રાગે ભજન ગાયું. અંધારી રાતે બધા ગામ ભણી જવા નીકળ્યા. ઘેર આવ્યા ત્યાં તો બાપુનું રૂપ જ ફરી ગયેલું ! ડોળો કાઢે ને 'મલેચ્છ' (ઉર્દૂ) ભાષામાં બોલે. દાદા ભારે હિંમતબાજ. ભૂતપ્રેતમાં માને ખરા, પણ જરાય ડરે નહિ. એમણે ધૂપ કર્યો એટલે બાપુને મુખે ઉર્દૂમાં એક ફકીરે પોતાનું નામ કહ્યું ને પોતે ઝંડ થયો છે એમ જણાવ્યું. કહે : 'તેરા બેટા અચ્છા ગાના ગાતા હૈ, ઈસ.લિયે ઉસકી સાથ મૈં યહાં આ ગયા.' દાદાને ગભરાટ ન થયો. તેઓ ઉપાય વિચારવા લાગ્યા ને ક્ષણમાં તો એમણે યોજના વિચારી અમલમાં પણ મૂકી દીધી. કહેવા લાગ્યા : 'તમારા જેવા પુણ્યશાળી જીવોથી અમારે ઘેર અવાય ? અમે તો સંસારી, મેલા, ગંદકી અને પાપથી ભરેલા. તમારે અહીં રહેવું ન શોભે, તમે તો દેવ કહેવાઓ; કૃપા કરીને થાનકે જાવ.' ઝંડ માની ગયો, બાપુ દ્વારા બોલ્યો : 'અચ્છા. જાઊંગા'. પછી એણે પાંચછ ખીલા મંગાવ્યા ને ઘરનાં બધાં બારણાંના ટોલ્લે એ ઠોકી દીધા. કહે : 'બસ અબ તેરે ઘરમેં કભી કોઈ ભૂતપલીત ન આયેગા.' દાદા તો ખુશ થઈ ગયા, ખુશામદ કરવા લાગ્યા : 'તમારી તો ઘણી મહેરબાની થઈ ફકીરજી; તમે અમારા ઘરને નરભે કરી આપ્યું. તમારો ગણ (ગુણ) નહિ ભુલાય.' 'અબ જાતા હૂં', ઝંડે કહ્યું. અંધારામાં આગળ બાપુ ચાલે ને પાછળ દાદા. ગામને ઝાંપે આવેલા જૂના વડ સુધી બાપુ ગયા ને ત્યાં જ એકદમ ઊભા રહી ગયા. પાછળ દાદા આવે. બાપુએ પૂછ્યું : 'આપણે અહીં કેમ આવ્યા ?' દાદા કહે : 'કંઈ નહિ બેટા, ચાલો ઘેર જઈએ.' દાદા જે રીતે આ વાત કહેતા તે રીતે મને કહેતાં આવડતી હોત તો ? એમની વાત કહેવાની શૈલી સરસ, વાર્તારસમાં સાંભળનાર તરબોળ થઈ જાય; પોતે પણ ભાવોદ્રેકમાં આવી જાય, કંઠ રૂંધાય ને આંખમાંથી પાણી વહેવા માંડે. એટલે જ એમને વારંવાર એકની એક વાત કહેવાનું અમે કહીએ ને પહેલી જ વાર સાંભળતાં હોઈએ એવા રસથી સાંભળીએ.

# 5



મારા દાદાનું નામ જોઈતારામ પાઠક. દીકરીઓના વસ્તાર પછી માબાપને દીકરો જોઈએ તે ભગવાને આપ્યો, એટલે નામ પાડ્યું જોઈતારામ. જોઈતારામથી નાના બે ભાઈઓ : વસંતરામ અને જેઠારામ. કાલોલ (પંચમહાલ) અમારું અસલ વતન. દાદાનો સ્વભાવ પહેલેથી જ તીખો ને સાહસિક. કુટુંબમાં કશી ચડભડ થતાં પત્ની જીવકોરબા સાથે એમણે વતન છોડ્યું. એક ટોપલામાં થોડી ઘરવખરી લઈને ચાલી નીકળ્યા તે આવ્યા ગોઠ ગામની નજીક પાલ્લી ગામમાં. ઘૂસ્કો નામના એક કોતર ઉપર ખાતુ સદાનું ઘર, તેની બાજુમાં દાદાએ ઘર બાંધ્યું. પછી અમે જ્યારે યજમાનવૃત્તિ અર્થે પાલ્લી જઈએ ત્યારે દાદા એ જગા બતાવે. એમણે આપબળથી પાલ્લીની ને આજુબાજુનાં ગામોની યજમાનવૃત્તિ મેળવી, ને પાછળથી ગોઠમાં બ્રાહ્મણો સાથે આવીને રહ્યા. મારા બાપુ હિંમતલાલને દાદાના સસરા ભાઈજીભાઈની થોડી મિલકત મળી ને અમે ગોર ને જમીનદાર બન્યા.

દાદા પહેલેથી જ સાહસિક ને હિંમતબાજ. ખરાબોલા એવા કે કુટુંબના હિત-અહિતનો પણ વિચાર ન કરે. દાદાના બીજા દીકરા, મારા કાકા ધનસુખરામનો એક પુત્ર જરા દાધારંગો, માનસિક રીતે અવિકસિત. ન્યાતના એક ભાઈ એને જોવા ને એની સાથે પોતાની દીકરીનો વિવાહ કરવા ગોઠ આવ્યા. આગળથી અમને ખબર

તે ઘરમાં વાત થયેલી ને દાદાએ સાંભળેલી. દાદાનું ગામમાંથી નીકળવું ને પેલા ભાઈનું ગામમાં પ્રવેશવું. ઝાંપે મળી ગયા. તરત દાદા બોલી ઊઠ્યા : 'એનો વિવાહ શાનો કરવાનો, એ તો ગાંડિયો છે !' વિવાહ ન થયો ને પછી ઘણાં વરસ સુધી મોટેરાં પૂછે ત્યારે મારા કાકાના એ દીકરા ભલુભાઈ કહેતા : 'દાદાએ ઊંધું માર્યું, દાદાએ ઊંધું માર્યું.'

દાદાએ ૮૦ વર્ષનું નિરામય આયુષ્ય ભોગવ્યું. મરતાં સુધી તેઓ યજમાનવૃત્તિ અર્થે ચારપાંચ ગાઉનો પલ્લો રોજ કરે, ચશ્માં વગર શ્રીમદ્‌ભાગવત વાંચે. અફીણ, ચા ને છીંકણીનું એમને વ્યસન. પોતાના જીવનના પ્રસંગો તેઓ ક્યારેક વાર્તાકારની આકર્ષક શૈલીમાં કહે. એક વાર યુવાનીમાં, તેઓ પાલ્લી ગામમાં રહેતા હતા ત્યારે, રાતે એમણે મૃદંગ વાગતી સાંભળી. મૃદંગ કયા ગામમાં વાગતી હશે તે વિશે એમની અને એમના મિત્ર ખાતુ સદા વચ્ચે મતભેદ પડ્યો. તરત અજવાળી છડાં જેવી રાતના બંને નીકળી પડ્યા મૃદંગના અવાજની દિશામાં, ને ત્યાંથી સાત ગાઉ દૂર આવેલા અલવા ગામે પહોંચ્યા; ભજનમાં ભાગ લીધો અને પરસાદનું કોપરું લઈને બગબગે તો પાછા પણ આવી ગયા ! એક વાર વાડામાં ઘાસ કાપતાં એમને પગે કંઈક કરડ્યું હોય એવું લાગ્યું, તરત ઘરમાં આવી બળતા ચૂલામાંથી ધગધગતો કોલસો પકડી એમણે પગ ઉપર મૂકી દીધો. પૂછ્યું ત્યારે કહ્યું કે જાનવર કરડ્યું હોય એમ લાગ્યું એટલે ઉપાય કર્યો ! પછી કહે કે અફીણ ખાનારને સાપનું ઝેર ન ચડે.

આસપાસનાં ગામોમાં ગોર તરીકે પ્રતિષ્ઠા સારી. પછી બાપુ મોટા થયા એટલે તેઓ પણ આ ધંધામાં દાદાને મદદ કરવા લાગ્યા. બાપુનું શરીર બહુ સારું નહિ, પણ આવડત ઘણી. હસમુખો સ્વભાવ, કલાકો સુધી હસે ને હસાવે. એક પ્રસંગ તેઓએ કહેલો તે બરાબર યાદ છે. મારા એક મામા દલપતરામ પુરાણી પણ ગજબના હસનાર, કવિતા કરે ને હાસ્યરસની શીઘ્ર રચનાઓમાં કુશળ. બાપુ પણ એવી પંક્તિઓ જોડે. એક વાર પરગામ કોઈ સગાનું મૃત્યુ થયેલું તે શોક કરવા જવાનું. કાલોલથી સાળો-બનેવી નીકળ્યા. બાર ગાઉને આખે રસ્તે એટલી ગમ્મત કરી, એટલું હાસ્ય કે મરનારને ઘેર આવતાં ઠૂઠવો મૂકવાને બદલે જોરજોરથી હસી પડ્યા ને એ હાસ્યને મોઢું ઢાંકી રુદનના અવાજ તરીકે ખપાવ્યું ! રાજદરબારમાં

મારા બાપુનો પ્રભાવ પડે; અમલદારો એમને પૂછે, ગૂંચવણિયા કામમાં એમની સલાહ લે. બારિયા રાજ્યમાં જ આવેલી એક ઠકરાતનું કારભારું એમણે મેળવેલું. પગાર વર્ષના ૨૫૦ રૂપિયા. પહાણીપત્રક કરવાનું ને વેરા ઉઘરાવી આપવાનું કામ. ઠાકોર ગુલાબસિંગને બાપુ માટે ઘણું માન. એમના દેખતાં ઠાકોર કે એમના ભાયાતો બીડી-હુક્કો ન પીએ, દારૂ પીધો હોય તો કદી સામે ન આવે. ઠાકોરનું ગામ સીમળિયા અમારા ગામથી દસબાર ગાઉ દૂર. ઘોડા ઉપર જંગલો વીંધીને જવાનું. બાપુ સીમળિયે ન હોય ત્યારે યજમાનવૃત્તિમાં દાદાને મદદ કરે. કોઈ કોઈ વાર એકસાથે બેત્રણ ગામમાં લગ્ન હોય ત્યારે રાતોરાત એક લગ્ન પતાવી બીજે ગામ જવું પડે. કન્યા પરણાવવાની હોય ત્યારે તો ગામડે જ રાત ગાળવી પડે. અમે દાદા સાથે જવાની હઠ કરીએ. કોઈ વાર દાદા હા પાડે. અમારા આનંદનો પાર ન રહે. સાંજે ઘેરથી નીકળીએ. દોઢબે ગાઉ ચાલીને ગામડે પહોંચીએ. દાદાને જોઈ યજમાનો ફાળિયું ઉતારે ને ‘પાયે લાગું મહારાજ; પગે લાગું ગોરદેવ’ કહીને નમે; દાદા ‘આશરવાદ’ ઉચ્ચારે. યજમાનને ઘેર ઉતારે ખાટલા ઢળાયા હોય, કોરી માટલી ભરીને મૂકવામાં આવી હોય. દાદાને સવારે વહેલા ઊઠીને ચા ને અફીણ જોઈએ; યજમાને બધી વ્યવસ્થા કરી હોય.

ગામનું એક ફળિયું છે. લગ્નની ધમાલ ચાલી રહી છે. રાવળિયા આવી ગયા છે. એમનાં ઢોલ, નગારી ને પિપૂડી ખીંટીએ ભેરવેલાં છે. સાંજના ઢોલ વાગે છે ને જુવાનડીઓ માટલીએ રમે છે. દરેકના હાથમાં એક એક માટલી હોય. પંદરવીસ સ્ત્રીઓનું એક કૂંડાળું રચાય. વચ્ચે બૂચિયો રાવળ ને એનો બાપ મથુરિયો ઢોલ ને નગારી ગળે ભેરવીને ઊભા હોય. બાજુમાં મૂળજી ગાંયજો મશાલ ઝાલીને ઊભો હોય. ઢોલનગારી પર દાંડી પડે, ખાસ તાલમાં ઢોલ વાગે ને પેલા વર્તુળમાં જીવ આવે. સ્ત્રીઓ બે હાથે માટલી પકડીને ગોળ ગોળ ફરે. ઢોલનો એ ખાસ તાલ આજેય કાનને સંભળાય છે, હું કદાચ ત્યારે વગાડતો એમ આજેય વગાડી શકું, પણ શબ્દોમાં ઉતારવો અશક્ય છે. ઢોલના અવાજની ગતિ પ્રમાણે સ્ત્રીઓની ફરવાની ગતિ ધીમીઝડપી થાય, બે હાથે પકડેલી માટલીને એક વાર જમણા કાન સુધી ઉલાળે ને બીજી વાર ડાબા સુધી; હાથના સુંદર વળાંકો રચાય, ફરવાની ઝડપ ને એમાં રહેલો સંવાદ મોહક લાગે. સ્ત્રીઓના અંગમરોડ ને એમનો વેગ એક ઉન્માદનું વાતાવરણ રચે. ઢોલ પર દાંડિયાનો પ્રહાર ઝડપી બને તે સાથે આ માટલીએ રમનારીઓની ગતિ પણ વધે. પછી તો માટલી એક જ હાથમાં આવી જાય ને તેને ડાબી-જમણી ઉલાળતી સ્ત્રીઓ જાણે ઊડતી હોય એવું લાગે. ઢોલી ને ફરનારીઓ એકતાન થઈ જાય. કોણ કોનામાં ઉત્સાહ ને ઉન્માદ પ્રેરે છે તે કળાય નહિ.

અમે પછી ઊંઘી જઈએ. દાદા વિધિ પતાવી ખાટલામાં પોઢે ત્યાં મધરાતે એકાએક હલચલ મચી રહે. ઝાંપે જાન આવી ગઈ છે; બળદની કોટે બાંધેલા ઘૂઘરાઓ રણકે છે, ઢોલ ઢબૂકે છે. દાદા ઊઠે છે ને અમે પણ આંખો ચોળતા ચોળતા સાથે જઈએ છીએ. પાથરણાં પથરાયાં છે. જાનૈયા ને કન્યાપક્ષના માણસોનું મિલન થાય છે. 'આ રામરામ, આ રામરામ'નાં સત્કારવચનો ઉચ્ચારાય છે. વરરાજાની આંખો ઉજાગરાથી લાલ ને મેંશથી કાળી દેખાય છે. બાળલગ્નો થતાં એટલે વરરાજા બહુ મોટા ન હોય, અમારા જેવડાય હોય. માથે ફેંટો બાંધ્યો હોય, હાથમાં કટારી હોય ને પગમાં એક તોડો હોય. પતરાની એક ટ્રંકમાંથી વરના બાપ ને મામા કોથળી કાઢે, મૂળાનાં પતીકાં જેવા ખણખણતા રૂપિયાની. દાપાં ચૂકવાતાં હોય; ગામોટ ગોરને આલો, ગાંયજાને આલો, ભૂરસી દક્ષિણા લાવો. મહાદેવવાળા બાવાના ને રણછોડજીના પૂજારીના લાવો. ક્યારેક તકરાર પણ થાય; દારૂતાડી પીને આવેલા હોય તો એલફેલ બોલે. સ્ત્રીઓ સામસામી ફટાણાં ગાય, ખુલ્લા કંઠે, બહુ હલકભરી રીતે નહિ, પણ ઉત્સાહ ને ઉમળકાથી. ગોરના મંત્રો, ઢોલ ને ગીતોની રમઝટમાં ડૂબી જાય. બૂચિયો રાવળ બૈરી બની નાચતો હોય ને એની આસપાસ મોટું ટોળું જામ્યું હોય. 'રડ્યો બાયડીથીય રૂપાળો લાગે છે!' કોઈ સ્ત્રી બોલી પડે. આ ગીત ઊપડ્યું :

ઊંચે ટેંબે કાબર વઈ છે
કાબર કહે હું ભૂપતાની માશી.

'ભૂપતા'ની જગાએ વળી સામા પક્ષની સ્ત્રીઓ બીજાનું નામ મૂકે ને એમ અનેક નામો સાથે આખરે આ પંક્તિઓ કોલાહલ બની જાય; ત્યાં બીજું ગીત ઊપડે :

છોરો કે' દાડાનો પેણું પેણું કરતેલો
મારે માંડવે આવીને ભેડચ ભાંગી
ભોજઈના કે' દાડાનો પેણું પેણું કરતેલો.

(છોકરો કેટલાય દિવસથી 'પરણું પરણું' કરતો હતો. મારે માંડવે આવીને એણે ભીડ ભાંગી.) બીજો પક્ષ 'છોરી કે' દાડાની પેણું પેણું કરતેલી' કરીને જવાબ આપે. બગાસાં ખાતા અમે આ બધું જોઈ રહીએ, સાંભળીએ. પરણવાની વિધિ પતે ને કન્યાને વળાવાય. વિદાય આપતાં પિયરિયાં (પિયરની સ્ત્રીઓ) કન્યાને શિખામણ આપતું ગીત ગાય :

બરોબરીનાં રૈયે
મોટાંનાં બેની બરોબરીનાં રૈયે.

('સાસરિયામાં સારી રીતે — લાજ-મરજાદથી રહીએ'.) કોઈ વાર દાદાને

બહુ મોડું થવાનું હોય ત્યારે અમને કોઈ યજમાનની સાથે ઘેર મોકલી દેવામાં આવે.

દાદા એમના યજમાનવૃત્તિના અનેક અનુભવો કહે. કુંભારની જ્ઞાતિમાં ત્યારે બહુ નાનાં છોકરાંને પરણાવી દેવામાં આવતાં. એક પ્રસંગે બે વેવાણો – વરની મા ને કન્યાની મા – વરકન્યાને ટોપલામાં મૂકી ફેરા ફરેલી – આપણી પવિત્ર સપ્તપદી, મંગળફેરાસ્તો ! એક યજમાનને ઘેર મરણની ઉત્તરક્રિયા કરાવતાં બનેલો પ્રસંગ દાદાએ સંભળાવેલો તે આજેય યાદ છે. દાદાએ તો ગમ્મતના પ્રસંગ તરીકે એ કહેલો પણ મને ત્યારેય એમાં રહેલા કરુણનો તીવ્ર સ્પર્શ થયેલો. સરાવવાની ક્રિયા કરતાં પહેલાં સરાવનારને નાહવું પડે, નાહીને કોરું પોતિયું પહેરવું પડે. યજમાન સાતઆઠ વર્ષનો બાળક હતો. નાહીને એ પોતડી પહેરી સરાવવા બેઠો. ક્રિયા પૂરી થયા પછી ગોરદેવને પોતિયું કાઢી આપવાનું આવ્યું ત્યારે છોકરાએ હઠ લીધી : 'છેટી (પોતડી) ના આલું, મારે પહેરવી છે, મને છેટી અલાવવાનાં હતાં તે કેમ અલાવતાં નથી ?' મોટેરાંએ સમજાવ્યો પણ એ ન માન્યો, રડી પડ્યો. છેવટે એક જણે ધોલ મારીને પોતડી ખેંચી લીધી. છોકરો ડૂસકાં ભરતો ભરતો મા પાસે ગયો. માએ એને પંપાળીને પોતાના પાસામાં લીધો, ગોળની કાંકરી આપીને રાજી કર્યો. વાત પૂરી થયા પછી મારાથી દાદાને પુછાઈ ગયેલું : 'તે દાદા પોતડી એને આપી દીધી હોત તો ? બિચારો નાગો ફરતો હશે. આપણે ઘેર ઘણાંય પોતિયાં છે.' દાદાએ જવાબ આપેલો કે નહિ તે તો યાદ નથી. પણ જવાબ કલ્પવાનું અઘરું નથી. યજમાનવૃત્તિને ધંધા તરીકે સ્વીકારનાર દાદાને કદાચ આવું કશુંક કહેવાનું હોત : 'ભૂખે મરતા કે ભૂખમરામાં જીવતા આ યજમાનો તરફ દયા બતાવીને એમ બધું છોડી દઈએ તો આપણે પણ ભૂખે મરવાનો વારો આવે.' એમણે ગમે તે કહ્યું હોત, મારા મનમાં પેલા 'છેટી' માગતા નાગા છોકરાનું ચિત્ર આજેય એટલું જ તાજું છે. એ હવે મોટો થયો હશે, છેટી પહેરતો હશે; એનાં છોકરાંને છેટી પહેરવાની, આપણી ગાંધીની સરકારે હવે કોઈ વ્યવસ્થા કરી હશે કે ?

# 6



ગોઠ ગામ નાનું ને બ્રાહ્મણોનાં બીજાં ઘરમાં બાળકોની વસ્તી નહિ એટલે ઘણુંખરું અમે ભાઈ-બહેનો જ સાથે સમીએ. ગિરજાશંકર પંડ્યાની એક પૌત્રી, મા વિનાની, તે પંડ્યાકાકાને ઘેર જ રહે; નામ ધનુ. મારી બહેન પુષ્પાની એ એકની એક બહેનપણી. કોળીનાં છોકરાં ખરાં, પણ અમે રહ્યા બ્રાહ્મણ, એટલે એમનાથી આઘા રહીએ. મોટેરાંની સલાહ-ધમકી કે એ નીચ જાત કહેવાય, મરઘાંકૂકડાં ખાય, એટલે એમની સાથે ન રમાય, બગડી જવાય. બ્રાહ્મણત્વના આ આભડછેટિયા ખ્યાલે અમને લોકજીવનથી અળગા ને અજ્ઞાન રાખ્યા. આજે પન્નાલાલ કે મડિયાની વાર્તા વાંચતા હોઈએ ત્યારે એવો રંજ થાય કે આવા લોકો વચ્ચે જ જીવ્યા છતાં અમે એમના જીવનવ્યવહાર વિશે એક અક્ષર પાડવા જેટલુંય જ્ઞાન ન મેળવ્યું. એમનાં ઝૂંપડાંની ભીતરમાં જેમ અમે ન પ્રવેશી શક્યા તેમ એમના સંસારની ભીતરમાં પણ.

પણ રમનારની ખોટ તેટલી રમતની ખોટ અમારે નહિ. મારાથી બે વર્ષ નાનો રમણ ને

બે વર્ષ મોટી પુષ્પા; અમારી ત્રિપુટી જાતજાતની રમતો શોધી કાઢે. પુષ્પાબહેન ને ધનુ ઢીંગલીઓ રમે, એમનાં લગ્ન યોજે. ખાખરાનાં પાન ચૂંટી લીધા પછી જે ડાંખળીઓ રહે તેનું ગાડું બનાવીએ ને વરરાજા એમાં બેસીને ધનુની ઢીંગલીને પરણવા જાય. સાથે અમારે જવાનું. મારે ભાગે ઢોલ વગાડવાનું આવે. ઘાસતેલના એક ખાલી ડબ્બાની કડીમાં એક દોરી ભરાવી હું એ ઢોલને ગળે ભેરવું. વગાડતાં વગાડતાં ગિરજાશંકરને ઘેર પહોંચીએ. વરકન્યાનાં લગ્ન થાય ને ઘેરથી મગફળીના દાણા કે મઠિયાં લઈ ગયા હોઈએ તેનો ભોજન-સમારંભ થાય. બપોરે દાદાના ઘરમાં સંતાકૂકડી રમીએ. ઘરમાં એક રસોડાની અંધારી ઓરડીમાં હિંમત કરી સંતાઈએ તો ખરા, પણ બીક લાગે; વહેલાં શોધી કાઢે તો સારું, એમ થાય. ક્યારેક માળિયે ઘાસના પૂળામાં કે ખડકેલાં છાણાં પાછળ સંતાઈએ; ક્યારેક દાદા પણ રમતમાં સક્રિય સાથ આપે. ખાટલામાં સૂતા હોય ને એમની પડખે અમે ભરાઈ જઈએ. શોધનારને દાદાની તપાસ લેવાનું સૂઝે નહિ. કોઈ વાર 'કૂકડીકૂક' બોલી બીજે બારણેથી મોટે ઘેર – બાબાપુ રહે તે ઘેર – જતાં રહીએ તે જડીએ જ નહિ. પાછળથી મોટા ઘરમાંથી નીકળીએ એટલે રમતના નિયમોનો ભંગ કર્યો ગણાય, શિસ્તભંગનાં પગલાં લેવાય, દાન આપવો પડે.

અમારી, ને ખાસ તો મારી પ્રિય રમત તે 'દુકાન દુકાન'ની. દાદાને ઓટલે દુકાન માંડીએ. રેતી તે ખાંડ, માટીનાં ઢેફાં તે ગોળ, મગફળીના દાણા ને પૌંવા-મઠિયાં પણ ઘરમાંથી લાવીને દુકાનમાં ગોઠવીએ. દાદાએ બે મોટાં કોડિયાંમાં ત્રણ ત્રણ કાણાં પાડી ત્રાજવું બનાવી આપ્યું હોય. પથ્થરનાં કાટલાંની તો ખોટ જ નહિ; ચલણી નાણાંની પણ તંગી નહિ ફળિયામાં પડેલાં નળિયાના ટુકડાઓને પથ્થર ઉપર ઘસી ગોળ પૈસા બનાવીએ. આવા પૈસા લઈને ઘરાક માલ લેવા આવે. મને આ પૈસા લેવામાં અને માલ જોખી આપવામાં બહુ મજા પડે. મોટેરાં કહે : 'આ બચુડો મોટો થશે ત્યારે એના મામા (મારા મામા ગંગાશંકર પુરાણીની કાલોલમાં દુકાન ચાલે)ની જેમ દુકાન કાઢશે.' એ આગાહી સાચી નથી પડી. ઘરનો હિસાબ રાખતાં મને આવડતું નથી ને બજારમાં હંમેશાં છેતરાઉં છું એવું મારી પત્નીનું પ્રમાણપત્ર હું રળી શક્યો છું. હા, શબ્દનો વેપલો કરું છું – મોટોજોટો, મારા હિસાબે ને જોખમે. એમાં કમાણીમાં કંઈ મળ્યું હોય તો થોડી કીર્તિ જેનાં કોટડાં પાડ્યાં પડી શકે એવાં છે; વેપાર ગમે ત્યારે ઉલાળી મૂકવો પડે, દેવાળું ફૂંકવું પડે એવો ભય સતત ઝઝૂમતો હોય છે.

ઘરબહારની રમતોમાં અમારે અમારા કોળી મિત્રોનો સાથ લેવો જ પડે. જાલમો, રેવલો, રૈલો, મડિયો અમારા આવા મિત્રો. એમની સાથે ગિલ્લીદંડા, ભમરડા, ગેડીદડા ને લખોટા રમવાના. દાદાએ સરસ મોઈદંડા બનાવી આપ્યા

હોય. અમારા ફળિયામાં કે સાંજ પડતાં પસાયતામાં રમત ચગે. ગામમાં ભમરડા ન મળે; ટપાલી સાથે ચારેક ગાઉ દૂર આવેલા અડાદરા ગામથી મંગાવવાના. છગુ ટપાલીને પૈસા આપ્યા હોય. સવારે એ ટપાલ લઈને જાય ને સાંજે ટપાલ લઈને પાછો આવે. અમારો એ બપોર ભારે અસ્વસ્થતામાં જાય. ક્યારે સાંજ પડે, છગુ ટપાલી ક્યારે ઓટલે ચડે એવી અધીરાઈમાં બારણે પાટ ઉપર બેસી રહીએ. ક્યારેક તો ઘેર આવી ગયો હશે, ખાવા બેઠો હશે એમ ધારી કોળી ફળિયામાં એને ઘેર જઈએ. છગુ થોડો બહેરો, ધીમું ધીમું બોલે ને ટીખળી પણ ખરો. કહે : 'બચુભઈ, ભમેડા તો ના મળ્યા.' સાતેય વહાણ ડૂબી ગયાની નિરાશા અમારા મોં ઉપર છવાઈ જાય ત્યાં તો ઘરમાં જઈ કોટના ગજવામાંથી ભમરડા કાઢી લાવે. અમે ખુશ થઈ જઈએ. નદીને સામે કાંઠે નવાગામમાં એક લુહાર રહે. દાદાની સાથે ત્યાં જવાનું ને ભમરડાને આર બેસાડાવી લાવવાની. બપોરે આંબલી નીચે અમારી રમત જામે. કૂંડાળું કરી તેમાં કાંકરી મૂકવામાં આવે; એ કાંકરી જે પહેલો કાઢે તે ભમરડો પોતાની પાસે રાખે; બાકીનાઓને ભમરડા કૂંડાળામાં મૂકી દેવાના. પછી તો સમમમ્ કરતા ભમરડા ફરે, ઊંઘ લે, કાતરે ચડે. ભમરડાને જમીન ઉપર ન પડવા દેતાં હથેળીમાં અધ્ધર ફરતો ઝીલી લેવો, હથેળીમાંથી ધીમે ધીમે સરકાવી છેક કોણી સુધી લાવવો, એમ જાતજાતનું કૌશલ બતાવાય. કોઈ વાર ભમરડો ચિરાઈ પણ જાય કે 'ગદ્દાં' પડવાથી બેડોળ બની જાય. મારા 'લીલિયા'(લીલા રંગનો ભમરડો)ને ગદ્દાં પડે ને મને મારું શરીર કોચાતું હોય એવી વેદના થાય. લખોટા ટપાલી સાથે જ મંગાવવાના હોય. ઘરમાં કરગરીએ પણ મોટેરાં બધી વાર દાદ ન દે, એટલે કાચકાં નામના ફળથી ચલાવીએ. અમારે ઘેર એવાં કાચકાં ઘણાં રહેતાં કદાચ ઓસડ માટે હશે. પંડ્યાકાકાના ઘરની પછવાડે કોતર ઉપર એક કાચકીનું જાળું હતું. આ કાચકાં ગોળ, સુંવાળાં ને મેલા ધોળા રંગનાં હોય. દાદાને ઓટલે જમીનમાં દાટેલો ખાંડણિયો તે અમારી 'ગબ્બી'. છાંયડો થાય એટલે ફળિયામાં રમવા નીકળીએ. વડીલોની કૃપાથી ક્યારેક સરસ લખોટા મળે. વચમાં લાલ ભૂરી લીટીવાળા એ લખોટા અમારી ચડ્ડીના ખિસ્સામાં ખખડતા હોય ત્યારે કોથળીમાં ખખડતા સિક્કાઓથી કંજૂસને જેવો આનંદ થાય એવો અમને થાય.

હોળીના દિવસો નજીક આવે એટલે ગેડીદડાની રમત માટે તૈયારીઓ ચાલે. દાદા સાથે જંગલમાં જઈએ. 'ધોહેડી' નામથી ઓળખાતી વનસ્પતિના જાડા વેલા ખાસ કરીને ઊંડી નેળની ધસ ઉપર ઊગેલા જોવા મળે. (એટલે જ એને 'ધોહેડી' કહેતા હશે. સરસ જાડો જોઈને વેલો દાદા કાપે. ઘેર લાવીને એના એક છેડાને દેવતામાં ખૂબ તપાવે. તપેલા છેડાને પછી ગોળ વાળે ને એમ ગેડીનો આગલો ભાગ બને. ચીથરાંનો દડો ગૂંથવામાં દાદા નિષ્ણાત; ગૂંથણી મજબૂત, દડા ઉપર

દોરીની એકસરખી ચોરસ 'ડિઝાઇન' બને. ગૂંથાઈ રહ્યા પછી વચલી દોરીનો બેત્રણ ઇંચનો છેડો છૂટો રાખે ને એ ઉપર મોટી ગાંઠ વાળે. આવો દડો ગેડીના પ્રહારથી જ્યારે ગબડતો હોય ત્યારે પેલી ગાંઠનો 'પડ પડ પડ' અવાજ થાય. એમાં ગમ્મત ઉપરાંત એક લાભ પણ ખરો, અંધારામાં દડો ક્યાં જઈ રહ્યો છે તેની ભાળ રહે. ચાંદની રાતે મોડે સુધી મડિયા, જાલમા વગેરે મિત્રો સાથે ફળિયામાં ગેડીદડા રમીએ. એક બાજુ કોતર ને બીજી બાજુ વડ એ સરહદો. બન્ને છેડાથી સરખે અંતરે, દાદાના ઘરની લગભગ સામે દડો મૂકવામાં આવે. ખેલાડીઓના બે પક્ષ પડ્યા હોય; એકને દડો લઈ જવાનો વડ સુધી ને બીજાને કોતર સુધી. 'વગ વગ' કરતા બંને પક્ષના ખેલાડીઓ સામાને પોતાની વગમાં રહેવાનું કહે. બેચાર ગેડીઓ વચ્ચે દડો ઘેરાઈ જાય ને બંને પક્ષના ખેલાડીઓ તેને પોતાની હદ ભણી લઈ જવા મથે. ગેડી સાથે ગેડી ટકરાય. આને ભડિયાંમાં આવી ગયા કહેવાય. હોળીના દિવસે તો પસાયતામાં હોળી થાય ત્યાં રમીએ ને છેવટે હોળીમાં ગેડીદડા પધરાવી દઈએ.

વાડામાં આંબલીનું એક મોટું ઝાડ છે. એની ઝૂકેલી ડાળીએ દોરડાં બાંધી, વચ્ચે એક દંડો રાખી હીંચકો બનાવ્યો છે. નીચે ખુલ્લી જગામાં 'ચિચૂડો' છે. એક ગોળ, જરા જાડા લાકડાનો ખીલો જમીનમાં દાટ્યો છે. ઉપરથી એ ખીલાને થોડો અણિયાળો બનાવ્યો છે. એની ઉપર એક વચ્ચેથી જરા વળેલા લાકડાને વચમાં વેહ પાડી મૂક્યું છે. એને સામસામે છેડે બે જણને બેસવાનું. એક જણ આડા લાકડાને ધક્કો મારી ચિચૂડો ચલાવે. ચિચૂડો ગોળ ગોળ ફરે. એની ગતિ વધે એટલે ક્યારેક સાહસિક ફેરવનાર વચમાં ચડી બેસે. ચિચૂડો ફરતાં ફરતાં અવાજ થાય એટલા માટે પેલા વેહમાં કોલસો ને આંબલીના ચિચૂકા ભરવાના. આ બધી દાદાની કરામત. અમારા મોટા ભાઈ લક્ષ્મીરામ, બહારગામ માસીને ત્યાં રહી ભણે તે માસીના દીકરા પશુભાઈ સાથે રજાઓમાં આવે ત્યારે ચિચૂડાની રમતમાં જોડાય.

ઝાડે ચડવું એ અમારી પ્રિય રમત. બપોર આખો કોઈ કોઈ વાર ગામ વચ્ચે ઊભેલા આંબલીના ઝાડ ઉપર જ ગાળી નાંખીએ. ગજવામાં મગફળી કે પૌંવા-મઠિયાં ભરીને ઉપર ચડીએ. મારી બહેન પુષ્પા, ભાઈ રમણ ને હું ત્રણે ઝાડ ઉપર પકડાપકડી રમીએ. ગામના લોકો ક્યારેક વડીલોને તો ક્યારેક સીધા અમને ચેતવણી આપે કે કોઈનાં હાડકાં ભાંગશે. પણ એવી ચેતવણી છતાં એ વડીલોએ અમને ક્યારેય રોક્યાં હોય એવું યાદ નથી, ને અમે તો સાંભળીએ જ શાનાં ! ઝાડ ઉપર ચડવાની અમારી આવડત ને શોખનો ઉપયોગી કામમાં લાભ પણ લેવાતો. ઉનાળામાં પડિયાં-પતરાળાં કરવા માટે ખાખરાનાં પાન લાવવાનાં હોય

ત્યારે અમે જ ખાખરે ચડીએ. દાતણ લાવવાનાં હોય ત્યારે પસાયતામાં આવેલા બાવળિયે, હાથમાં ટૂંકા હાથાનું ધારિયું લઈને મારે જ ચડવાનું. બાવળના થડમાં ધારિયાનો ટચકો મારી ત્યાં એને ભરાવી દઉં ને થડને બાથ ભરી ઉપર ચડું. ધારિયા સુધી પહોંચાય એટલે એને ઉખાડી લઈ વધારે ઊંચે ટચકો મારી ભરાવી દઉં ને એમ ડાળ પર પહોંચી જાઉં.

આજે તો હું 'શહેરી' છું, 'પ્રોફેસર' છું. રસ્તા ઉપરનાં ને કૉલેજ વિસ્તારમાં ઊગેલાં સુંદર વૃક્ષો જોઈને આજેય પહેલો વિચાર એની ઉપર ચડવાનો આવે છે. કોઈ પણ વૃક્ષ જોતાં મન ચડવાની યુક્તિ શોધવામાં ગૂંથાઈ જાય છે ને મનોમન ચડી ઊતરું ત્યારે જ ટાઢક વળે છે. હા, મનોમનસ્તો ! બાકી તો આ સભ્ય દુનિયામાં એવું કૃત્ય થાય કે ! પૂર્વજોની પંગતમાં ગણાઈ જવાનો, રમૂજનો ભોગ બનવાનો ડર ઊભો જ હોય છે. ઘણી વાર આત્મવિશ્વાસમાં ઓટ આવતાં થાય છે કે અગાઉના જેવી કુશળતાથી હવે હું ઝાડ ઉપર ચડી શકું કે નહિ. ત્યારે તો એકાદ ડાળી હાથ આવે એટલે એને વળગીને એક એવો હીંચકો લઉં કે પગ ડાળે પહોંચે ને બે પગ વચ્ચે ડાળી આવી જાય, પછી એમ વાગોળની જેમ લટકવાનો આનંદ તો કંઈ ઓર જ ! 'સુધર્યા' પછી એકાંતના મોકા આવ્યા છે ત્યારે ઝાડે ચડી જોવાના પ્રયાસો કર્યા છે ને હજી 'ગુલાંટ' નથી ભૂલ્યો એ ખ્યાલથી સંતોષ ને આનંદ અનુભવ્યો છે.

કરડ નદીના રેતાળ પટમાં વચ્ચે વચ્ચે માટીના બેટ હોય. એમાં દરુંગડાનો છોડ ઊગે. પાતળી ચારેક ફૂટ ઊંચી લીલા રંગની સોટી, માથે પાતળી પત્તીઓનું છોગું, દરુંગડાના છોડને મૂળ સાથે ઉખાડીએ તો સફેદ મૂળમાંથી સુખડ જેવી સુગંધ આવે; અમને બહુ ગમે. એની સોટીને ઊભી ચીરીને એક ચીરી હાથમાં આડી રાખવાની ને બીજી એની ઉપર ઊભી મૂકવાની, પછી ઊભી ચીરીને વાળીએ એટલે એની છાલ રેસો બનીને આડી ચીરી સાથે વીંટાઈ જાય ને એનો અંદરનો ભાગ એક દાંતો બને. આમ કર્યા કરીએ એટલે મજાનો કાંસકો તૈયાર થાય. આવા કાંસકાને કોઈ વાર દાંત ઉપર બે ગલોફાંમાં દબાવી બેસાડીએ ને બિહામણા દાંતાવાળા રાક્ષસનું રૂપ ધારણ કરી નાની બહેનો જશી, રમણી ને હીરાને બિવરાવીએ. બદલામાં ગાળો ને માર ખાવા મળે.

નદીની ભીની રેતીમાં પગ ખોસીને ઉપર રેતી દાબી દઈએ ને પછી સંભાળીને પગ કાઢી લઈએ; મજાનું 'દેરું' બને. એમાં એક ગોળ પથ્થર પધરાવીએ તે મહાદેવજી. આવાં દેરાં બનાવવામાં જેટલો રસ પડે તેટલો જ તોડવાના મિજાજમાં હોઈએ ત્યારે તોડવામાં રસ પડે. એક કવિ (તનસુખ ભટ્ટ)નું મુક્તક 'પ્રસ્થાન'માં ત્રણેક દાયકા પર વાંચેલું :

દ્વારકા નગરી, પૉમ્પી, ક્વેટા ઉદ્‌ધ્વસ્ત થૈ ગયાં;
ઘોલકી શિશુઓ તોયે સિન્ધુતીરે રચી રહ્યાં !

વાંચ્યું ત્યારે ને આજેય એ પંક્તિઓ યાદ આવતાં મને એ કરડ નદીની રેતીમાં અમારી 'દેરાં બાંધવાની' રમતનું જ સ્મરણ થાય છે. વળી કોઈ વિચિત્ર રીતે સાયગલના પેલા ગીતમાં આવતી 'આપ બનાયે, આપ બિગાડે' એ પંક્તિ સાથે પણ આ રમતના સંસ્કાર જડાઈ ગયા છે..

વરસાદના એ દિવસો યાદ આવે છે. પસાયતામાં નજર કરીએ તો લીલાં લીલાં તૃણની પત્તીઓ હવામાં થરકી રહી છે. કૂંવાડિયાનાં પાન ઉપર ઝિલાયેલાં વરસાદનાં ટીપાંનાં મોતી આંગળીઓ વડે નીચે ખેરવી નાંખવાની કેવી મજા આવે છે ! લાલ લાલ દેવની ગાયને નાનકડી સળીથી દોડાવીએ તો વળી મૂઠીમાં રાખી ગલીપચી અનુભવીએ. વાડા પાછળ ને પસાયતામાં ભરાયેલાં નાનાં તળાવડાંને કાંઠે બેઠેલાં દેડકાંને પથ્થર મારી પાણીમાં કુદાવીએ; પાણીના રેલાઓને આમાંથી તેમ નીક કરીને આંતરીને વાળીએ, પછી એકદમ છોડી 'ખળકો' લાવીએ. ઝાપટું પડી જાય એટલે કરડમાં પાણી આવશે એવી આશામાં ને અધીરાઈમાં વારંવાર નદી ભણી દોડી જઈને ને પાણી આવતું હોય તો પૂરું બેકાંઠે ચડે ત્યાં સુધી બેસી રહીએ. આ બાજુ ભૂરી ડોસીના કાચલા (નદીકાંઠાનું ખેતર)ને ડુબાડી સામી બાજુએ ગણપતભાઈના કાચલામાં પથરાઈને વહેતું પાણી જોવામાં કલાકોના કલાકો કાઢી નાંખીએ. શેરીમાં ઊભેલી આંબલીના ગરેલા મોર સાથે વહેતા પાણીમાં ફોરાંનાં ફૂલ ફૂટે. બારણે બેસવા માટેની એક પાટ, પાટ ઉપર ભીંતમાં થોડા થોડા અંતરે લાકડાની બે ખીંટીઓ; એ ખીંટીએ પગ ભરાવી વાગોળની જેમ ઊંધા લટકી વરસાદ જોવાની ખૂબ ગમ્મત આવે. આજે તો ઊંધી દુનિયા જોઈને અકળામણ થાય છે પણ શૈશવની આ 'ઊંધી દુનિયા' ખૂબ ગમતી. એકધારો વરસાદ પડતો હોય ત્યારે કાન ઉપર હથેળીઓ ઢાંકી ઉઘાડવાસ કરવાથી જે સંગીત મળતું તે તો આજેય મન થઈ જતાં માણી લઉં છું. શૈશવના એ દિવસો ! તે હિ નો દિવસા ગતા: ।

# 7



અમારે જમીન ખરી, પણ ખેતીનો ધંધો નહિ. દાદાએ જુવાનીમાં જાતે ખેતી કરેલી. પછી તો જમીન ભાગે કે સાંથે ખેડૂતોને ખેડવા આપીએ; પણ ઘેર ઢોર ખરાં. અમારાં બન્ને ઘરનો અર્ધો ભાગ ઢોર માટેની કોઢ રોકે. ઢોરને બાંધવા માટે દોરડાં વણવાનું, માંદાં પડે ત્યારે ઉપચાર કરવાનું, એમને માટે ઘાસચારો લાવવાનું કામ દાદાને માથે. અમારા ઘરની પાછળ દક્ષિણ દિશામાં નજીકમાં જ એક ખેતર; દાદાને નામે એટલે 'દાદાનું ખેતર' કહેવાય. બપોર પછી દાદા હાથમાં દાતરડું લઈ ખેતરમાં ચાર લેવા જાય. સાંજના અમે ત્રણ ભાઈબહેનો ભારા લેવા માટે જઈએ. મગફળી, બાજરી, તુવેર, મગ, મઠનું વાવેતર કર્યું હોય, એક બાજુ ઝાબમાં (પાણી ભરાઈ રહે એવા નીચાણવાળા ભાગમાં) ડાંગર કરી હોય. ખેતરની વચ્ચે એક આંબો, અમારો નહિ પણ ગામના નાથા ડોસાનો. અમે ખેતરના ખોડીબારામાં પેસીએ ને દાદાને બૂમ મારીએ, દાદા દૂરને શેઢેથી જવાબ વાળે. દાદા એમનું કામ પૂરું કરે ત્યાં સુધી અમે ખેતરમાં

રમીએ. મગફળીમાં આળોટવાની મજા આવે; એની લીલી સુંવાળી વાસ બહુ ગમે. ક્યારેક ઘેરથી કહ્યું હોય તો તુવેરની સીંગ કે પાપડી ચૂંટીએ; વાડે વાડે ફરી વળીએ ને કેસરી રંગનાં ખટમીઠાં પીલુડાં કે કાળાંભમ્મર જેવાં કંથારાં વીણીએ; એકબીજાનાં કપડાંમાં 'કૂતરી' ચોંટાડીએ. ખેતરને એક ખૂણે જૂનો કૂવો, ચારે બાજુ જાળાં ને કોરે એક મોટું જાંબુડાનું ઝાડ. કૂવામાં સૂરજનું અજવાળું ન પડે. થાળામાં ઊંધા સૂઈ જઈને અમે કૂવામાં ડોકિયું કરીએ; પથ્થર મારીએ એટલે બખોલોમાં બેસી રહેલાં કબૂતર ફડફડ કરતાં ઊડે. એ અંધારો કૂવો અમારા મનના ઊંડાણને ભયથી ભરી દેતો. દાદાએ વાડમાંથી વેલ ખેંચી કાઢી ભારા બાંધીને તૈયાર કર્યા હોય તે અમારે માથે ચડાવે. કોઈ વાર ભારામાં મગફળીના છોડ પણ બાંધ્યા હોય. અને ઘરને આખે રસ્તે એમાંથી મગફળીઓ તોડીને ખાતા ચાલીએ. વાડ ઉપરથી ભારો વાડામાં ફેંકવાનો — 'ઉપરવાડે'.

અમારો વાડો ઠીક ઠીક મોટો. એમાં જામફળી, દાડમડી ને એક ખાટાં બોરની બોરડી; પાછળથી લીંબોઈ ને ગોરસ આંબલી પણ ઉમેરાયાં. નાહવાની શૉલ પાસે ફૂદીનો ને તુળસી ચંદનીના છોડ, વાડમાં બેત્રણ અનૂરીનાં ઝાડ. વાડામાં બે માંડવા; એના પર ઘિલોડી, દૂધી ને વાલોળના વેલા ચડાવેલા. છાપરા ઉપર ગલકી ને તૂરિયાના તેમ જ કોળાના અને કંટાળાના વેલા. જરૂર પડે ત્યારે અમને નીસરણી મૂકી કોળું કે કંટાળું લેવા છાપરે ચડાવે; મજા આવે. ચોમાસામાં જમીન ઉપર ચીભડાં ને કોઠમડાંના વેલા થાય, કંકોડાં તો વાડમાં હાથ નાંખી વીણી લેવાનાં. પહેલો વરસાદ પડે એટલે અમે થોડી જમીન કોદાળીથી ખોદી એમાં મકાઈના દાણા વાવીએ; રોજ અધીરાઈથી છોડને ઊગતા જોઈ રહીએ. આખરે એક દિવસ ડોડા વીણી લેવામાં આવે ને વાડામાં કરેલા ચૂલે દાદા શેકવા બેસે. ઉતાવળમાં અમે ઝાળમાં ડોડો ધરીએ તો દાદા તરત કહે : 'એથી તો દાણાનો સ્વાદ બગડી જાય. કહેવતમાં કહ્યું છે કે 'ઝાળિયો પાપડ ને લાળિયો ડોડો.'' (પાપડ ઝાળમાં સારો શેકાય ને ડોડો લાળામાં, બળતા કોલસામાં, બરાબર શેકાય.) વાડાને એક ખૂણે, આંબલીના ઝાડ નીચે પરાળ ને બાજરી-જુવારના પૂળાનાં કૂંધવાં કરવામાં આવે. લીસા પરાળના ઢગલા ઉપર પેલા 'કરતાં જાળ કરોળિયો'ની રીતે ચડવાની ને ટોચેથી નીચે લસરવાની મજા આવે. આ કૂંધવાંની બાજુમાં વાડને અડીને બળતણનાં લાકડાં ખડકાય. બાપુ સીમળિયેથી લાકડાંનાં ગાડાં મોકલાવે. લાકડાના આ માંચામાં ચીતળ રહે, કોઈ કોઈ વાર દેખાય. પણ સાપની, એરુઝાંઝરની બીક શહેરીઓને તેટલી ગ્રામવાસીઓને નહિ. હાલતાં ચાલતાં સાપનો ભેટો થઈ જાય. એ એને રસ્તે ને આપણે આપણે રસ્તે, એવું સહ-અસ્તિત્વ પ્રવર્તે. એક વાર અમે લાકડાં ઉપર ચડીને રમતાં હતાં; મને કશુંક કરડી ગયું. પગ સૂજી ગયો ને કોહવા

માંડ્યો. બધાંને ખાતરી કે ચીતળ જ કરડી છે. લોકો જે બતાવે તે ઓસડ – મુરાડિયાં (મૂળિયાં) ઘસીને ચોપડવાં, પાંદડાં વાટીને લેપ કરવો - થાય, પણ કશો ફેર ન પડે. પછી બાપુએ સાપ મંતરવાવાળાની ભાળ કાઢી. છસાત ગાઉ દૂર આવેલા ગુણશિયા ગામે એક જાણકાર રહે. બાપુ પાણીનો લોટો લઈને જાય ને પાણી મંતરાવી લાવે. છએક મહિને આરામ થયો.

પાસેના જંગલમાં સીતાફળીઓ. પાકે એટલે દાદા સાથે અમારી ટોળી ઊપડે. દાદાએ લાંબા વાંસને છેડે લાકડાનો એક નાનકડો ટુકડો બાંધી ઊંધા Vના આકારવાળી અંકોડી બનાવી હોય. આંખો ઊઘડી હોય(પાકવાને માટે તૈયાર હોય) એવાં અનૂરાંને દાદા અંકોડીમાં ભેરવી નીચે ખેંચી પાડે. અમે બધાં એક પોતડીમાં ભેગાં કરી ઘેર લાવીએ. વાડામાં પરાળમાં કે પછી ઘરમાં માટલામાં ને કોઠીમાં એને પકવવા નાંખીએ. રોજ સવારે વહેલા ઊઠીને અનૂરાં જોવાનાં, પાકાં પાકાં કાઢી વહેંચી લેવાનાં. દાદા સારાં સારાં જોઈને એક માટલામાં એમને માટે અલગ દાટે. સવારે ચાર વાગ્યે ઊઠીને ખાય. કોઈ વાર અમને ઊંઘમાંથી જગાડી, કોગળા કરાવી, ચાના બે ચમચા ને અનૂરાની ચીરી આપે. મહાદેવ પાસેના જંગલમાં એક કૉઠીનું ઝાડ, એનાં કૉઠાં ગળ્યાં મધ જેવાં. ક્યારેક કૉઠીએ પહોંચીએ ને નીચે પડેલાં કૉઠાં લઈ આવીએ. ઘણાં ખાઈ જઈએ, થોડાંની ચટણી બને.

ગોઠથી દોઢેક ગાઉ દૂર વાલોળિયે કૂવે ને પાંણકિયે કૂવે શેરડીના કોલું ચાલતા હોય ત્યારે દાદા અમને રસ પીવા લઈ જાય. કોલુંવાળા અમારા યજમાન, દાદાનું પગે લાગીને સ્વાગત કરે, ખાટલો ઢળાય ને જાતજાતની વાતો ચાલે. અમે છોકરાં કૂવે ચાલતો કોસ જોઈએ, મોટી કઢાઈમાં ઊકળતો શેરડીનો રસ જોઈએ, આજુબાજુ ખેતરમાં લટાર મારીએ. યજમાન એક કોરા ઘડામાં અમારે માટે રસ કાઢે ને માંજેલાં પવાલાં ભરી ભરીને પાય. કોલું ચાલે છે એવી ભાળ જેમને હોય તેવાં માગણ પણ આવે. બધાંને શેરડીનો સાંઠો ને તાજો તાજો ગોળ ખાવા આપે. અમે બેઠાં હોઈએ તે દરમિયાન ખેડૂતની સ્ત્રી ખેતરમાં ફરી વળી હોય ને મૂળા, મોગરી, રીંગણાં, મરચાંનો ખોળો ભરી લાવી હોય. દાદા ખભે નાંખેલી પોતડી આપે ને એમાં બધું બંધાય. શેરડીના સાંઠા, તાજા ગોળનો પડિયો ને રસનો ઘડો લઈ ખેડૂત અમારી સાથે ઘર સુધી મૂકવા આવે.

ઉનાળામાં આંબે સાખ પડી કે નહિ તેની તપાસ કરવા ને પછી આંબો વેડાય ત્યારે કોઈ વાર દાદા સાથે અમે જઈએ. સવારની શીળી ધૂળમાં પડેલાં પક્ષીઓનાં વેલ જેવાં પગલાં જોઈ દાદાને પૂછીએ. દાદા તેતરનાં, હોલાનાં ને લાબડીનાં પગલાં બરાબર ઓળખાવે. ક્યારેક નેળમાં બે વાડને જોડતો સુંવાળો પટો પડ્યો હોય. દાદા તરત કહે : 'એ તો હમણાં જ અહીંથી સાપ ગયો હશે'. પાંણકિયે

કૂવે અમારો એક આંબો, નામે પાંણકિયો. ત્યાં જતાં રસ્તામાં મોરડિયો ડુંગર આવે. કોઈ વાર અમે એના ઉપર ચડીએ. અમારી નાની આંખોને ટોચેથી દેખાતાં નાનાં નાનાં રૂપાળાં ખેતરો ને ચાલતાં માણસો જોવાની મજા આવે. ડુંગરની પાછળ ઉત્તર દિશામાં એક તળાવડી; એને કાંઠે ઊગેલાં જાળાંને લીધે પાણી કાળાંભમ્મર દેખાય. એ તળાવડી ડુંગર ઉપરથી જ જોયેલી, કદી ત્યાં ગયાનું યાદ નથી, પણ મનમાં એક દૃશ્ય જડાઈ ગયું છે : કાળાંભમ્મર પાણીને કાંઠે ઢોરનું પાંસળીઓવાળું મોટું હાડપિંજર ! ત્યારનું એ સ્થાન મારે માટે ગૂઢ ને ભયંકર સ્થાન બની ગયું છે. આ તળાવડીઓને પણ પોતાનું વ્યક્તિત્વ હોય છે. આવો જ ભય એક બીજી તળાવડીને જોતાં પણ અનુભવતો. થાણાની પાછળ આવેલાં જંગલમાં એક ગોળ ઘાટીલી નાનકડી તળાવડી છે – નામ 'લટિયાં તલાવડી'. ચારે બાજુ મોટાં મોટાં ઝાડ એવાં તો ઝૂકેલાં કે એને જોઈને કાળી ગાઢી ભમ્મરોવાળી રાક્ષસની ગોળ આંખની જ કલ્પના આવે. 'લટિયાં' શબ્દનો પણ કદાચ આ ભયની લાગણી પ્રેરવામાં ભાગ હશે.

ઉનાળામાં કોઈ વાર બપોરે ગામડેથી ઘેર આવવાનું થાય કે બપોર પછી ઘેરથી નીકળવાનું થાય ત્યારે અમારી ઉઘાડપગાંની માઠી દશા થાય. દાદા તો નવાગામના ચામડિયા પાસે કરાવેલા ચંપલ પહેરીને આગળ આગળ ચાલતા હોય. અમે છોકરાં ધખેલી ધૂળમાં ચાલીએ. તરસ લાગી હોય, થાક ચડ્યો હોય ને પગ દાઝતા હોય. ન રહેવાય ત્યારે કહીએ : 'દાદા, બહુ દઝાય છે'. દાદા છાંયડે ચાલવાનું કહે, ધૂળિયો ચીલો મૂકીને કાઠી જમીન પર ચાલવાનું કહે, પણ બધે એવું ક્યાંથી હોય ? આખરે તેઓ આજુબાજુ ઊગેલા ખાખરાનાં પાન ચૂંટી લે, વાડમાંથી વેલો શોધી કાઢે ને બબ્બે પાન અમારા પગને તળિયે બાંધી આપે – અમારા ચંપલ !

અમારા ઘરમાં ભક્તિનું વાતાવરણ ખરું. બાપુ રામભક્ત. પાંચ વાગ્યે ઊઠી નાહીધોઈ દેવપૂજામાં બેસે. સંધ્યા ઉપરાંત રામરક્ષા ને હનુમાનચાલીસા બોલે, જ્ઞાનેશ્વરી ગીતા વાંચે. ચોમાસામાં ઘેર રોજ રામાયણ ને ક્યારેક 'વચનામૃત' વાંચે. બાપુ સાધારણ રીતે સવારના બહાર જાય તે બારેક વાગ્યે આવે. બા રાંધીને જ્ઞાનેશ્વરી ગીતા વાંચતાં બેસે. દાદા તો સવારે ને સાંજે ભાગવતમાં જ લીન હોય. કોઈ શ્રોતા ન હોય તોપણ એમને રસ પડતો હોય તે ભાગ મોટેથી વાંચે ને કૃષ્ણનાં પરાક્રમો ને તેની લીલા વિશે એકલા એકલા બોલ્યા કરે, સ્વગતોક્તિ કરે. અહોભાવથી, ભક્તિભાવથી એમનું હૃદય દ્રવી જાય ને આંખે ઝળઝળિયાં આવે.

શાળામાં જતાં પહેલાં જ, બાળબોધ લિપિ શીખતાં પહેલાં જ દાદાએ અમને ગાયત્રી મંત્ર ને સંધ્યા શિખવાડી દીધેલાં. રામરક્ષા ને હનુમાનચાલીસાનો પાઠ

તો બાપુ હંમેશાં કરે એટલે અમને મોંઢે. દાદાએ મહિમ્નઃસ્તોત્રની એક નાનકડી ચોપડી આપેલી. અમે શ્લોક મોંઢે કરીએ. 'શ્રીપુષ્પદંતમુખપંકજનિર્ગત' એ સ્તોત્ર આજેય મોઢે છે. એના શ્લોકોનો માધુર્ય ને ઓજસનો ગુણ આજેય એ 'કુસુમદશનનામા' કવિ પ્રત્યે આદર પ્રેરે છે; એની મજબૂત શિખરિણીની સઘન પંક્તિઓમાં જે ભાષાવૈભવ ને કલ્પનાવૈભવ છે તે આ કૃતિને અનેક સામાન્ય સ્તોત્રોથી જુદી ને ઊંચી સર્જનાત્મક અંશોવાળી કૃતિ તરીકે સ્થાપે છે. દેવનાગરી લિપિથી અજાણ ત્યારે આ સ્તોત્ર મોઢે કરેલું એટલે કોઈ કોઈ સ્થળે મને ગુજરાતી 'મ' તરીકે ગોખેલો તે આજે પણ એના શ્લોક બોલતાં ક્યાંક ભ ને સ્થાને 'મ' બોલાઈ જાય છે.

ઘરમાં સાંજે નિયમિત પ્રાર્થના થાય. બાપુ હતા ત્યારે તેઓ, ને પછી મોટા ભાઈ, બા તથા ભાઈભાંડુઓ બધા દેવસ્થાન આગળ ઊભાં રહી જાય. ઘીનો દીવો બળતો હોય, અગરબત્તી મઘમઘ થતી હોય ને અમારી પ્રાર્થના ચાલે. તુલસીદાસના 'શ્રીરામચંદ્ર કૃપાલુ ભજ મન હરણ ભવભયદારુણં'થી આરંભ થાય. રામરક્ષા, નર્મદાષ્ટક ને બીજા શ્લોકોનું સહગાન થાય. ન્હાનાલાલનું 'પ્રભો અંતર્યામી જીવનજીવના દીનશરણા' પણ બોલાય. હજી શાળાએ નથી જતાં એવાં નાનાં બાળકોને સંસ્કૃતની કે ગુજરાતી કવિતાની ગતાગમ ક્યાંથી હોય ! અઘરા શ્લોકો આવડે તેવા બોલે ને એના ગમે તેવા અર્થ કરે. આને લીધે ભક્તિ ભેગી ક્યારેક રમૂજની લહરી પણ ફેલાય. 'પિતા પેલો આઘે જગત વીંટતો સાગર રહે, અને વેગે પાણી સકલ નદીનાં તે ગામમાં પેહે' એમ બોલે ! 'કાયેન વાચા મનસેન્દ્રિયૈર્વા'ને બદલે 'કાયેન વાચાં મંછી ને સોમો' કહે ! ચાલુ પ્રાર્થનાએ પણ મોટેરાં હસી પડે.

ભગવાન હશે કે નહિ તે તો જે જાણે તે જાણે. પણ સંધ્યાના ઊતરતા અંધકારમાં ભક્તિના મઘમઘાટથી પરસાળને ભરી દેતો આ પ્રાર્થનાકાર્યક્રમ તો જાણે આજેય ચાલે છે. સાંજ પડે છે ને ઘરમાં દેવસ્થાન આગળ ઘીનો દીવો થાય છે, અગરબત્તી સળગે છે ને એ નાનકડા ઘરમાં વડીલો વચ્ચે હું મને હાથ જોડીને ઊભેલો જોઉં છું. મારી પ્રાર્થનાથી ભગવાનને પ્રસન્ન થતા ને મધુર સ્મિત કરતાં જોઉં છું. ક્યારેક ઊંઘમાં વિમાનસ્થ રામની મૂર્તિ જોઉં છું ને સ્વર્ગમાં જવાની મધુર કલ્પનાનું સુખ અનુભવું છું. સવારે ઊઠીને ભાઈબહેનને ભગવાન મળ્યાની વાત કરું છું. ઝીણી ધૂપસળી બળે છે ને એની ઊંચે પથરાતી સેર મને એ નાનકડા ગામના નાનકડા ઘરના ખૂણામાં દેવના ગોખલા આગળ લઈ જાય છે, શૈશવની સાંજના એ ભક્તિઉમંગમાં તરબોળ કરી દે છે.

# 8



દેશી રાજ્ય, વેઠ-જુલમ ભારે; પ્રજા અતિશય ગરીબ – સ્વભાવે ને પૈસેટકે; જીવનસંઘર્ષ આકરો. લોકો શરીર તોડીને રાતદિવસ મહેનત-મજૂરી કરે ત્યારે ટંકનો રોટલો કાઢે. જમીનમાં કસ ઓછો – પથરાળ, ડુંગરાળ ધરતી. આદિવાસીઓ ટેકરીઓના ઢોળાવ ખેડે ને મકાઈ પકવે; ઘણાંની પાસે તો પોતાની જમીન પણ નહિ. બીજાની ભાગે કે ઉધેડે ખેડે; બાર મહિનાના દાણા પણ ભાગ્યે જ કોઠીમાં પડે. વાણિયાનાં દેવાં ચડતાં જાય ને આખરે ઢોર કે ખેતર ખંડી આપવાં પડે. હાંગરાના (બંટી અને બાવટી ભેગો દળે તેના લોટના) રોટલાય માંડ પામનાર આ પ્રજામાં આટલો જીવનરસ, આનંદોલ્લાસ ક્યાંથી ?! એ મરવા વાંકે જ જીવતી હોત તો તો આપણે એને પામર જિજીવિષા કહેત, પણ અહીં તો ઉત્સવો છે; લગ્ન, મેળો કે બીજા ધાર્મિક પ્રસંગે પ્રજાનો ઉત્સાહ-ઉમંગ માતો નથી. આકરા જીવનસંઘર્ષની વચ્ચે લોકો ગાય છે, નાચે છે. આપણે સુધરેલા, આખા જગતના દુઃખનો,

હતાશાનો, સાંસ્કૃતિક કટોકટીનો ભાર લઈને ફરનારા આ ઉલ્લાસનું કારણ એમના અજ્ઞાનમાં જોઈએ. પણ એ જ એકમાત્ર કારણ છે એમ માનવાનું મન થતું નથી.

હોળીનો તહેવાર અહીંની પ્રજામાં મોટો તહેવાર ગણાય. ગોઠ ગામને ઝાંપે વડ આગળ હોળી થાય. એની વ્યવસ્થા સરકાર તરફથી થતી. થાણદાર પૂજામાં બેસે ને મારા બાપુ હોળીપૂજન કરાવે. તે દિવસે ગામલોકો સવારમાં ગાડાં જોડી પાસેના માલગુણ(જંગલ)માં જાય ને પડી ગયેલાં તોતિંગ ઝાડ લઈ આવે. એવાં ઝાડની જંગલમાં ખોટ નહિ, એટલે અમારી હોળી મોટી થાય. એક આખું સૂકું ઝાડ ઊભું કરવામાં આવે ને એને ટેકે મોટાં લાકડાં ગોઠવાય. વચ્ચે ઊંચા વાંસ ઉપર એક ધજા બંધાય. હોળી આવતાં પહેલાં છોકરાંએ તૈયાર કરેલાં ગોળ, પૂરી જેવડાં ને વચ્ચે કાણાવાળાં છાણનાં હોળૈયાંના હારડા કરી હોળીમાતાને ચડાવવામાં આવે. નગારું જોરથી વાગે. હાથમાં સળગતા પૂળા લઈને પ્રદક્ષિણા કરી હોળી પ્રગટાવવામાં આવે. પાવાગઢના ડુંગર ઉપર હોળી પ્રગટે, એનું અજવાળું અમારે ગામથી દેખાય. એનાં દર્શન કરીને પછી સેવ જમવાની.

કોળીધારાળા તે દિવસે ને ત્યાર પછી ચારપાંચ દિવસ સુધી દાંડિયા રમે. જુવાનો સાથે મોટેરા પણ જોડાય. દાંડિયા એકસાથે બરાબર તાલમાં પડે ને ઉમંગ વધતાં જુવાનો ઊંચા ઠેકડા ભરે ને ફુદરડી લે ત્યારે પણ તાલ ન ચૂકે. સાથે ગીત હોય, ઘણુંખરું શૃંગારી ને ઉલ્લાસનાં. આ સોમા ખુશાલ ગીત ઉપાડે છે :

**કેસરિયા રે વડલો સોહેલો**
**ત્યાં તો મોટા મોટા મોતીહાર રે**
**વાલ્યમ નાંનેરા.**
**મારો વાલ્યમ વ્હોરે રે બંગડીઓ**
**એની પ્હેરનારી પરદેશ રે**
**વાલ્યમ નાંનેરા.**
**મારો વાલ્યમ વ્હોરે રે ઝોટડીઓ**
**એની દો'નારી પરદેશ રે**
**વાલ્યમ નાંનેરા.**

'ઝોટડીઓ' એટલે ભેંસો. વાલમને ઘેર નહિ આવેલી પ્રિયતમા માટે જાતભાતની ચીજો વહોરતો મૂકીને છગુ ટપાલીનું ગીત સાંભળીએ :

**સોરી શોળે, સોરી શોળે**
**સોરી શણગુલી.**

(છોરી સોળે શણગારથી સજ્જ.) આ જુવાન મડિયો વળી પ્રેમમાં દાખવેલી

મરદાનગીનું ગીત લઈ આવે છે :

**આઈ રે ગાંમની ઘાંચણ**
**પાંણીલાં ભરી ભરી રે ભાઈ ભાઈ.**
**એક ઘડો મરઘે ચડાયો રે ભાઈ ભાઈ.**

બીજે દિવસે કોળીની સ્ત્રીઓ બેડાં લઈને નીકળે. ગાતી ગાતી નદીએથી બેડાં ભરી લાવી હોળી ઠારે. બેત્રણ દિવસ પછી નાયકાઓ નીકળે. તહેવારના ઉમંગની ને દારૂના નશાની બેવડી અસરથી ઉન્મત્ત સ્ત્રીપુરુષો ગાતાંનાચતાં 'હોળી' માગે છે. પુરુષો લગભગ ઉઘાડે શરીરે હોય, હાથમાં લાકડીઓ હોય. એમાંનો એક 'બાવો' બન્યો હોય. એણે કેડે બળદની ડોકે બાંધવાના ઘૂઘરા બાંધ્યા હોય, માથે સુગરીના માળાનો ટોપો મેલ્યો હોય, હાથમાં તીરકામઠું હોય. પસાયતામાં હોળી આગળ આવે ને રાખમાં આળોટે, પછી ગામમાં પ્રવેશે. અમને બહુ બીક લાગે. એટલે ચડી જાય ને 'હાક, હાક' બોલે, કિલકારીઓ કરે, તીરકામઠું તાકે. બા કહે : 'અલ્યા આઘો રહે. આ છોકરાં બીએ છે', એટલે એ વળી અમારા તરફ ધસે ને હસતો હસતો તીરકામઠું તાકે. અમે ભાગીને બાની પાછળ ભરાઈ જઈએ. બે આના આપીએ તો લેવાની ના પાડે; બૈરાં ગાય : 'પાયલાની (ચાર આનાની) આશા રાખીએ મોટા ભાઈ'; ચાર આના આપીએ તો 'અડધાની આશા રાખીએ'ને આઠ આના આપીએ તો 'રૂપિયાની આશા રાખીએ મોટા ભાઈ' ગાય. આખરે રૂપિયો લઈ ટોળું ગાતુંનાચતું આગળ વધે.

બેસતા વર્ષનો દિવસ તે 'ઝાયણી'નો દિવસ. ઠેરઠેર રાવણાં થાય. માતાના થાનકે કે ખેતરપાળના – ઘણુંખરું ગામને ઝાંપે ઝાડ નીચે ઊભેલા પાળિયાના થાનકે બપોર પછી લોકો પહોંચી જાય; ત્યાં જ રાંધે ને ખાય. મરઘાં-બકરાંનો ભોગ ધરાવાય ને રાંધેલા આખા ઘઉં જેને 'ઠાઠા' કહે તે ગોળની સાથે પરસાદ તરીકે ખવાય; ખીર પણ રંધાય. મૃદંગ ને કાંસીજોડા વાગે ને મંડળી ભજનો લલકારે, સ્ત્રીઓ ગીતો ગાય. દૂર દૂર અંધકારમાંથી ચળાઈને આવતો મૃદંગનો અવાજ ખાટલામાં પડ્યાં પડ્યાં સંભળાય. કયા ગામમાં મૃદંગ વાગે છે તે દાદા કળી જાય ને કહે. નાનપણમાં મૃદંગનો અવાજ ભય પ્રેરતો એવું યાદ છે. મંગળવારે કે રવિવારે ગામલોકો ઉજાણીએ જાય. ગામથી આઘે દેવના થાનકમાં જઈ ચૂલો માંડે, જમે ને ગીતભજનની ધૂન મચાવે – એમનું આનંદપર્યટન. પિકનિક !

ક્યારેક માત્ર આનંદને ખાતર રાતે કોઈને ત્યાં ભજન બેસાડવામાં આવે. અમારે ઘેર પણ ભજન બેસાડે. સામેથી ગણપતરામ પાઠક તંબૂરો-મંજીરા લઈને આવે. કોળી ફળિયામાંથી છગુ ટપાલી, મથુરભાઈ, નાનભાઈ, મડિયો, સોમા ખુશાલ ને એમના દીકરાઓ શબુરભાઈ, રામલો ને જામલો – દસબાર જણા ભેગા

થાય. ગણપતભાઈને સરસ ભજનો આવડે. એમનો અવાજ પણ કોમળ ને મીઠો; તંબૂરો-મંજીરા વગાડવામાં એક્કા; રાતે વાળુ કર્યા પછી ઓટલે જાજમ પથરાય; એક બાજુ નાળિયેર ફોલાતાં હોય, ભજનને અંતે સૌને 'શેષ' વહેંચવા. ગણપતભાઈ આરંભ કરે :

**એ ગુરુ ગોવિંદ દોનો ખડે**
**કીનકું લાગું પાયજી;**
**બલિહારી ગુરુ દેવ કી**
**ગુરુને ગોવિંદ બતાયજી.**

પછી એમનું માનીતું ભજન ઉપાડે :

**એ જલ બીચ કમલ, કમલ બીચ કલિયાં**
**ભ્રમર વાસના લેતાજી**
**જલ બીચ કમલા હાં...**

તંબૂરાના રણકારમાં હાં... નો સૂર એકાકાર થઈ જાય. કોઈ બીજું ગીત ઉપાડે :

**એ હાડ જલે જેમ લાકડાં ને**
**બાલ જલે જેમ ઘાસ જી;**
**કંચનવરણી તારી કાયા જલશે**
**કોઈ નહિ આવે પાસ,**
**કર મન ભજનનો વેપાર જી.**

ભજનના ભાવમાં ને સંગીતના સૂરોમાં તલ્લીન એવા ભજનિકોનાં માથાં ને શરીર ડોલતાં હોય. ગણપતભાઈ આવેશમાં તંબૂરો હાથમાં અધ્ધર લઈ લે ને ગોઠણભેર અડધા ઊભા થઈ જાય; એમનું અડધું શરીર ડોલે, આંખો બંધ હોય. સામે મંજીરાવાળા પણ એમ જ ડોલતા હોય. મોડી રાત થાય એટલે 'હાવેળ' ગવાય. સોમા ખુશાલ જેસલ-તોરલની 'હાવેળ' ઉપાડે :

**એ પાપ તારાં પરકાશ જાડેજા**
**ધરમ તારો સંભાળ રે;**
**બેડલી તારી નૈં બૂડવા દઉં**
**જાડેજા રે એમ તોરલ કહે છે...**
**એ હરણ હણ્યાં લખ ચાર**
**સતીરાણી, હરણ હણ્યાં લખ ચાર રે;**
**વનના તે માર્યા મોરલા**
**તોળાંદે રે એમ જેસલ કહે છે...**

મોડી રાતે કે વહેલી સવારે ભજન પૂરાં થાય. અમારા દાદા પણ તંબૂરો-મંજીરા રાખે. અમે કોઈ વાર વાર્તા સાંભળવાને બદલે ભજન સાંભળવાની માગણી કરીએ એટલે દાદા ખીંટીએથી તંબૂરો-મંજીરા ઉતારે; ડાબે હાથે મંજીરાની જોડ બાંધે ને જમણે હાથે ખોળામાં ઊભા રાખેલા તંબૂરાના તાર તંગ કરે. તાર ઉપર દાદાની આંગળીઓ ફરે ને મંજીરાના રણકાર સાથે ભજન ઝરે :

**એ ગગન-મંડળમાં વરખડી ને**
**ત્યાં કોણ પાણી ભરે ?**
**કૃષ્ણને કરવું હોય તે કરે.**

*

**હોલો હોલી કહે છે રે**
**પ્રભુજી મારી વ્હારે ચડો...**
**બચ્ચાં મારાં મારે રે**
**નીચે આવી પારધી ખડો...**

ભજનથી નહિ તેટલાં ઊંઘથી છોકરાં ડોલવા લાગ્યાં છે એમ દાદાને લાગે એટલે ભજન બંધ થાય.

આદિવાસીઓનો ઉમંગ લગ્નપ્રસંગ જોવા જેવો. લગ્નના થોડા દિવસ અગાઉ રોજ રાત્રે નાચગાન ચાલે; ગબુલી વાગે. ગબુલી એટલે નાનું ઢોલ, ઢોલકી; સાથે થાળી વાગે. સુરત જિલ્લામાં દુબળાઓ વગાડે છે તેને મળતું આવે. ગબુલીના તાલે નાયક સ્ત્રીપુરુષો આખી રાત નાચે. વર કે કન્યાને એનો મામો ખભે બેસાડી વચમાં ઘૂમતો હોય ને આસપાસ વર્તુળમાં ગીત સાથે સ્ત્રીપુરુષોનો નાચ ચાલતો હોય. જાન નીકળી હોય, આગળ ગબુલી વાગતી હોય, વચમાં વરરાજા નવું ઘુઘરિયાળાં બટનવાળું ખમીસ, પોતિયું ને માથે ફેંટો બાંધી ચાલતા હોય. ઉનાળાની ધખધખતી ધૂળમાં સ્ત્રીપુરુષો ને બાળકો ફૂલ ઉપર ચાલતાં હોય તેમ ગાતાં ગાતાં ચાલે, દોડે. કોઈ વાર એમની મંડળી થાણા આગળ થઈને ઘોઘંબામાં આવેલી દારૂની દુકાને જતી હોય કે પછી જાન જતી હોય ત્યારે અમલદાર સાહેબને આ 'ધાંનકાં'ને નચાવવાનું મન થાય, બધાંને થાણામાં હાંકી લાવે. ટોળું અમલદાર કહે ત્યાં સુધી ગબુલી વગાડતાં ને ગીત ગાતાં નાચે. સાહેબ રંગમાં હોય તો વળી રૂપિયોરડો આપી દે, નહિતર ગાળો દઈને વિદાય કરે. આનંદના પ્રસંગે નાચવાનું એ આદિવાસી પ્રજામાં પશ્ચિમની પ્રજા જેટલો જ મહત્ત્વનો રિવાજ ગણાય. બાપુ રમૂજમાં ગોરા સાહેબો ને આદિવાસીઓની સરખામણી કરતાં કહેતાં : 'બંને અડોઅડ ઘરોમાં નહિ, પણ અલગ આવાસોમાં રહેવાનું પસંદ કરે; ગોરાઓ કૂતરાં પાળે તેમ આ લોકો પણ કૂતરાં પાળે ને કૂતરાં

સાથે જ ફરે; ગોરાઓમાં સ્ત્રી ને પુરુષ બંને દારૂ પીએ, તમાકુ પીએ ને નાચે. આદિવાસીઓમાં પણ એવું જ.' છેલ્લે બાપુ હસતા હસતા ઉમેરે : 'ગોરાઓ ચાહ પીએ ત્યારે આ લોકો છાહ (છાશ) પીએ !'

મેળાના દિવસોમાં જોડિયા પાવા વગાડતા ને સમૂહમાં નૃત્ય કરતા આ લોકોમાં આટલો આનંદ ક્યાંથી પ્રભવતો હશે ? ઘરે રોટલાનો લોટ નથી, માથે શાહુકારનાં ડુંગર જેવડાં દેવાં ખડકાયાં છે; પહેરવા વસ્ત્ર નથી, રહેવા સારું ઘર નથી – ને તોય આવા પ્રસંગોએ એમની મસ્તી ને આનંદ આપણા કરતાં તો અનેકગણાં વધારે ! કોઈ પન્નાલાલે આ આનંદને પિછાણ્યો છે ને ગાયો છે.

ગોઠથી ચારેક ગાઉ દૂર આવેલા ગમાણી ગામમાં આંબળી અગિયારશનો મેળો ભરાય. આદિવાસીઓનો આ મોટો મેળો. એને 'ચૂલ' કહેવાય. આઠ-દશ હાથનો એક લાંબો ખાડો ખોદવામાં આવ્યો હોય, એમાં ધગધગતા લાળા ભરેલા હોય. અહીં અગ્નિ ઉપર ચાલવાનો પ્રયોગ થાય. આ પ્રયોગ માત્ર તમાશાનો વિષય નથી, એને ધાર્મિક મહત્ત્વ અપાયું છે. સ્ત્રીઓ ગીતો ગાય છે, પુરુષો કિલકારીઓ કરે છે. ઢોલ વાગે છે. બેત્રણ આદિવાસીઓ પેલી ચૂલને એક છેડે ઊભા છે. એમનામાં જાણે કોઈ દૈવી તત્ત્વે પ્રવેશ કર્યો હોય એમ ધ્રૂજે છે. આંખમાં નશાની ને મોઢા ઉપર ગુલાલની લાલી છે. એમના હાથમાં એક એક કૂકડો છે. અગ્નિમાં ચાલવા તૈયાર થયેલો આદિવાસી પહેલાં ચૂલમાં કૂકડાને ફેંકે છે – અગ્નિદેવને ભોગ ચડાવે છે ને પછી સડસડાટ બળતા અંગારાઓ ઉપરથી સામે પાર ચાલ્યો જાય છે. એક પછી એક બેત્રણ જણ અગ્નિમાં ચાલે છે. એ ક્રિયા વખતે ઢોલ જોરથી વાગે છે, સ્ત્રીઓ ઉત્સાહથી ગાય છે ને પુરુષો મોટેથી કિલકારીઓ કરે છે. અગ્નિ ઉપર ચાલનારને લોકો ચમત્કારી પુરુષો ગણે છે, ભગત ગણે છે, એના તરફ ભક્તિ અને આદરથી જુએ છે.



# 9



આમેય ગુજરાતમાં પંચમહાલ જિલ્લો પછાત, ને તેમાંય પૂર્વનો વિસ્તાર તો વધારે પછાત. વનો અને ડુંગરાઓથી છવાયેલ આ પ્રદેશમાં લાખો આદિવાસીઓ વસે છે : ભીલ, નાયક ને રાઠવા. અજ્ઞાન અને ગરીબી એ એમના જૂના અને હઠીલા રોગ. ભૂખમરો તો જાણે જિન્દગીની રોજિંદી બિના; ભગવાન અહીં ઘણાંને ભૂખ્યાં જ સુવાડે છે ને ભૂખ્યાં જ ઉઠાડે છે. ઉનાળો આવતાં પહેલાં તો દાણા ખૂટી ગયા હોય. લોકો ઝાડનો પાલો ને કંદમૂળ ઉપર ગુજારો કરે છે; જંગલમાંથી સસલાં, તેતરનો શિકાર કરી લાવે છે. નીચાં ઝાડ ઉપર કે જાળમાં પક્ષીઓનાં ટોળાં રાત ગાળે. લોકો ત્યાં જઈ પાંદડાં ભેગાં કરી સળગાવે. અજવાળાથી અંજાઈને પક્ષીઓ આમતેમ આંધળી ઊડાઊડ કરે છે; કેટલાંક દેવતામાં પડે છે, કેટલાંક ઝલાઈ જાય છે. મહુડેથી મહુડાં ગરવા માંડે એટલે વહેલી સવારે ઊઠીને લોકો મહુડાં વીણી લાવે છે, એને બાફી ખાય છે; જંગલમાંથી ઘાસપાલો કે પછી ઘર આગળ તૈયાર થયેલાં કોળાંકંટાળાં

લઈ ઉજળિયાત લોકોની વસ્તીમાં આવી દાણા કે છાશ લઈ જાય છે.

માથે ઘાસના ભારા ને હાથમાં હાંલ્લાં લઈને આ નાયકણો ચાલી આવે. સાથે કૂતરાં ને બાળકો ચાલે છે. બાળકોને શરીરે એક લંગોટી સિવાય કશું નથી; હાથપગ દોરડી ને પેટ ગાગરડી. અમારે ઘેર આજે વલોણું થયું છે, ગોળીમાં છાશ ભરેલી છે. 'બા છાહ (છાશ) મળહે કે ?' એક બાઈ બોલે છે ને બા 'હા' કહે છે એટલે માથેથી ઘાસના ભારા નંખાય છે. બા ઘરમાંથી છાશની માણ ભરી લાવે છે ને એમનાં હાંલ્લાંમાં છાશ રેડે છે. 'તારે તાંની છાહ અવલ (સારી)', નાયકણ કહે છે. છોકરાં રસ્તામાંથી ખાખરાનાં પાન તોડી લાવ્યાં હોય તેમાં કે પછી પોશે પોશે છાશ પીએ છે. બા કહે છે : 'અલ્યા, તમે તો બહુ પી ગયાં !' બાઈ કહે છે : 'બા, છોરાં બે દનનાં ભૂખ્યાં છે.' આ છાશ એમને ત્રણેક દિવસ ચાલશે; એ પછી પાછાં ઘાસનો ભારો કે જે મળ્યું તે લઈને છાશ લેવા આવશે. કોઈ વાર કશું લીધા વગર આવે ને બા બધાંને છાશનાં હાંલ્લાં ભરી આપે.

માથે મોટાં મોટાં પોટલાં, હાથમાં ઠોબરાં ને સાથમાં છોકરાં ને કૂતરાં લઈને પસાયતામાંથી પશ્ચિમ ભણી જતાં આદિવાસી સ્ત્રીપુરુષોની હાર વાડામાંથી દેખાય છે. તેઓ મજૂરીની શોધમાં નીકળ્યાં છે. જ્યાં મજૂરી મળે ત્યાં જવાનું; મગફળીઓ વીણવાના દિવસો છે. ખેડૂતો નાયકાંને ખેતરમાં બેસાડી દે છે. અમારા ગામથી દસબાર ગાઉ દૂર કાલોલની સીમમાં મેં મારાં આ વતનભાંડુઓને મજૂરી કરતાં જોયાં છે. હું કાલોલમાં મારી બહેનને ત્યાં ભણવા રહ્યો છું. બનેવીએ મને એમના ખેતરમાં મગફળીઓ વિણાય છે તેની તપાસ રાખવા મોકલ્યો છે. આઠદશ સ્ત્રીપુરુષો મંડી પડ્યાં છે. શેઢે ઝાડ નીચે એમનાં નાગાં બાળકો રમે છે, ઝાડે બાંધેલી ઝોળીમાં કોઈ ઝૂલે છે. હું પૂછું છું : 'અલ્યા કિયા ગામના ?' જવાબ મળે છે : 'પાધોરાનાં, મોળનાં, ગમાણીગોદલીનાં' – મારા વતનનાં. કામ કરતાં જાય છે; છાનાંમાનાં મગફળીઓ ફોલી ખાય છે; જુવાનિયાં ગાય છે, અશ્લીલ વાતો ને ચેનચાળા કરે છે. સાંજે ગામમાં આવી વીણેલી મગફળીઓ ધણીને સોંપે છે ને મજૂરીના પૈસામાંથી અનાજ ખરીદી ખેતરમાં જઈ રાંધી ખાય છે.

આ પાલ્લી ગામથી મોતી કાશી આવે છે. માથે બાંધેલા ફાળિયામાંથી લીરા લટકે છે, મોં પર ઘડપણે ને ગરીબાઈએ ઊંડા ચાસ, આંક્યા છે. 'પગે લાગું ગોરદેવ' કહી, દાદાના 'આશરવાદ' લઈ ઓટલીને અઢેલીને બેસે છે. બેચાર આડીઅવળી વાતો કરી મુદ્દા પર આવે છે : 'દાદા, ઊંટ ઉઠાડવાનું છે.' દાદા તરત સમજી જાય છે : મોતી કાશી પાસે અફીણ ખૂટી પડ્યું છે. યજમાન અફીણનો બંધાણી ને અત્યંત ગરીબ. દાદા અફીણની માપની ગોળીઓ વાળી રાખે છે; મોતી

કાશીને એક આપે છે. ચા પાય છે ને અફીણ ખરીદવા પાયલું આપે છે. ખોં ખોં કરતો યજમાન ધીમે પગલે થાણા ભણી ઊપડે છે.

પડખેના ઘોઘંબા ગામમાં છેવાડે રહેતી ચોખલી ભંગડી દાતણની એક ખાસ્સી મોટી ભારી લઈને ચાલી આવે છે. આંગણામાં આવી ઓટલા ઉપર ભારી ફેંકે છે. બા કહે છે : 'અલી, દાતણ નથી જોઈતાં; છે.' (અમે બાવળિયે ચડી દાતણ લાવીએ એટલે ઘણુંખરું દાતણ હોય જ.) ચોખલી લાચારીભર્યું હસે છે ને ધીમેથી કહે છે : 'બા, બે દનથી ખાધું નથી; કાંઈ આલો તો હારું.' ભંગડીને ભીખ માગવાનો અધિકાર નહિ એટલે એ દાતણ લાવી છે. બાને દયા આવે છે. દાતણ લઈ લે છે ને શેર દોઢ શેર દાણા આપે છે. પહેરેલા લૂગડાને છેડે દાણા બાંધીને ચોખલી હજી વાડ આગળ સંકોચાઈને ઊભી છે; નથી બા સામું જોતી કે નથી આજુબાજુ જોતી, નીચે ધરતી સામું જોઈ રહી છે : 'કેમ અલી ?' બા પૂછે છે એટલે એનું બયાન શરૂ થાય છે : 'બા ઘરમાં છોરી મોટી છે, પહેરવાનું નથી, એટલે બહાર.... ફાટલી ઘાઘરી કે પોલકું હોય તો આપો ને, બા.' બા ઘરમાં જઈ જૂનાં લૂગડાંનો બચકો છોડે છે ને પહેરવા જેવાં ઘાઘરી-પોલકું કાઢી આપે છે. જાણે આખી જિંદગીનો પ્રશ્ન ઊકલી ગયો હોય એવો સંતોષ ચોખલીના મોં ઉપર દેખાય છે. બે દિવસ પછી પાછું એનું એ. એકાદ ટોપલી ગૂંથી લાવશે ને કહેશે : 'બા, કાલનું ખાધું નથી.' સામ્યવાદનું તત્ત્વજ્ઞાન કે ઉમાશંકરનું 'જઠરાગ્નિ' ને સુન્દરમ્‌નું 'ભંગડી' કાવ્ય ત્યારે મારી જાણમાં નહિ, એટલે આ ગરીબાઈનાં મૂળ શોધવાનું ગજું નહિ; પણ લાગણી જેવું ખરું એટલે આવા પ્રસંગે હૃદય વિષાદથી ઘેરાઈ જાય. ઘડી બે ઘડી પછી રમતમાં પાછું એ બધું ભુલાઈ પણ જાય.

કરડ નદીના અમારા ગામમાં આરાથી ઉપરવાસ સ્મશાન છે. મસાણિયે આરે પાણી પણ સારું, ઊંડું રહે છે. ગોઠમાં તો બ્રાહ્મણોની વસતિ ને બીજી વસતિ ઉપર એમનું વર્ચસ એટલે ગોઠનાં કોળી સ્ત્રીપુરુષો ગામને આરે તો માછલાં ન પકડી શકે, પણ દૂર મસાણિયે આરે જાય. થાણામાં વળી કોઈ ધર્મિષ્ઠ (!) અમલદાર આવ્યો હોય તો તે આવાં માછલાં મારનારને પકડાવી લાવે ને ફટકારે. માછલાં ઉપર દયા બતાવનાર, માણસ તરફ દયા ન બતાવી શકે ! આવો ભય ટાળવા માટે ગામલોક મધરાતે માછલાં પકડવા જાય. પાસે જાળ તો હોય નહિ; એટલે પહેરેલું ધોતિયું કે સાડલો બે જણ પકડીને પાણીમાં ડુબાડે ને ચારે છેડા પકડીને ઊંચકી લે; જે આવે એ ખરું. તીરકામઠું લઈને ક્યારેક પાસેના જંગલમાં નીકળી પડે ને હોલાં કે તેતર મારી લાવે.

ઘોઘંબા ગામમાં ધૂળીમાશી રહે છે. એમના પતિ ઘેલભાઈ અપંગ છે, એક પગે ખોડ છે. સશક્ત હતા ત્યારે તો તેઓ મોટુંજોટું સુથારું કરતા. કોઈની ઘંટી

ઠીક કરી આપે, ખીલડો બેસાડી આપે કે પછી હળલાકડું ઘડી આપે. પણ હવે એ વૃદ્ધ થયા છે; પગે ચાલી શકતા નથી, કામ કરી શકતા નથી. ધૂળીમાશીની એક દીકરી ચતુરી સાસરે જતી નથી, ઘેર જ રહે છે; પાસે જમીન નથી. માદીકરી શી રીતે દહાડા કાઢતાં હશે, કોણ જાણે ! રોજના રોટલા રળવાની આવી કઠણાઈને લીધે આયુષ્યની છેલ્લી અવસ્થાએ ઘેલભાઈને ઘર બહાર ધકેલી મૂકવામાં આવ્યા છે. માટીનું એક ઠોબરું લઈને ઘસડાતા તેઓ માગતા ફરે છે. રાતે ઝાડ હેઠળ પડી રહે છે. બેત્રણ દિવસથી તેઓ ગોઠમાં આવ્યા છે. ગામ વચ્ચે મહાદેવ છે ને તેને પડખે આંબલી છે. ઘેલભાઈ આંબલી નીચે પડ્યા છે. એમના શરીર પર અસંખ્ય માખી બણબણે છે. પાસે કોતર ઉપરથી ઘોઘંબા જવાનો રસ્તો જાય છે. ધૂળીમાશી કોળી ફળિયામાં આવ્યાં હશે તે એ રસ્તેથી ઘેર જવા નીકળે છે. બા એમને જુએ છે અને બૂમ પાડે છે : 'ધૂળીમાશી, આ બિચારા ઘેલભઈને ઘેર લઈ જાવ. હવે આખર વેળાએ એમને ઘરબહાર શા સારુ કાઢ્યા છે ? હવે બિચારા થોડા દિવસના મહેમાન છે; ક્યાંક અહીંના અહીં મરી જશે તો.' ધૂળીમાશી ઘેલભાઈની પડખે જ ઊભાં રહી ગયેલાં તે મોટેથી બોલે છે : 'એ મરી જશે તો આઘડોય(ભલે), હું તે ચેટલાંને રોટલા ખવડાવું, આંથી લાવીને ખવડાવું ?' (ઘેલભાઈ ભાનમાં હશે તો એમણે સાંભળ્યું હશેસ્તો.) ઘેલભાઈ ને ધૂળીમાશી પતિપત્ની છે; રોટલાના દુકાળે બેને વિખૂટાં પાડ્યાં છે ને પત્નીને આવી નિષ્ઠુર નિર્મમ બનાવી દીધી છે. બા માત્ર આટલું જ બોલે છેઃ 'મૂઆં એ ધૂળીમાશી હોય ત્યાંથી !' માણસ આ રીતે મરી જાય છે ને આસપાસની દુનિયાનું રૂંવાડુંય ફરકતું નથી. ભૂખમરાથી થતાં મરણની તપાસ કે નોંધ અહીં કોઈ રાખતું નથી.

દાદા બારેક વાગ્યે યજમાનનો કોઈ અવસર પતાવી ઘેર આવે છે. બા સીધાનું પોટલું છોડે છે. ચોખા છે, દાળ છે, એક પડિયામાં ગોળ છે; ચોખામાં થોડી મીઠાની કાંકરીઓ ને આખાં સૂકાં મરચાં છે. બા પૈસાની વાત કરે છે એટલે દાદા યજમાનનાં વચનો બોલી જાય છે 'ગોરદેવ, ઘરમાં કાંઈ નેહેં (નથી); વરહ નબળું છે; છોરાં ભૂખ્યાં છે; દાણા વેચીને તમને દખણા આપીશ; ગોરદેવનું કંઈ ખાઈ જવાય કે ! ભરાંમણનું દેવું માથે રાખીએ તો નરકમાં પડીએ...' ગરીબ યજમાનો પાસે જો દૂઝણું હોય તો દૂધ આપી જવાનું કહે છે. ઘી આપી જવાનું કહે છે. લગ્ન જેવા પ્રસંગે આ ગરીબ ખેડૂતો વાણિયાને ત્યાંથી વ્યાજે પૈસા લાવે છે, ખેતર લખી આપે છે કે ઘરેણાં ગીરે મૂકે છે. વાણિયો ચોપડે જે લખે તે ખરું. અભણ ખેડૂતને તો એ લખાણ તે 'કાળા કાળા મંકોડા ને રાતી રાતી ઝિમેલો !' હિસાબ આવડે નહિ. વાણિયો કહે તે ખરું. આદિવાસીઓ તો બિચારા ન તોલમાં સમજે કે ન ભાવમાં, અરે નોટો અને સિક્કાઓનીય પૂરી ઓળખ ન મળે ! ત્રાજવાં

ઉલાળીને તોલ કરે ને જે પૈસા આપે તે લેવાના. આથી જ તો અહીંના આદિવાસી વિસ્તારોમાં જ્યાં ઉજળિયાત માણસનું મોં પણ જોવા ન મળે એવાં ગામડાંમાં વહોરા ને વાણિયા વેપાર જમાવી બેઠા છે ને કેટલાક 'તન કપડે' હતા તે 'બે પાંદડે' થાય છે. દુકાનમાં અનાજના ઢગલાઓ વચ્ચે ભૂખ્યો ખેડૂત, ભૂખ્યો આદિવાસી શેઠે 'મફત' આપેલી બીડીનો ધુમાડો કાઢતો બેઠો છે; આસપાસની દુનિયા એને અસ્પષ્ટ ધૂંધળી દેખાય છે.

આવી અસહ્ય ગરીબી, રોજનો ભૂખમરો છતાં આ પ્રદેશમાં ચોરીલૂંટનો ભય નથી, 'રામરાજ્ય' છે. આ પ્રજામાં ગુનો કરવાની હિંમત જ નથી. દરિદ્રતા અહીંની પ્રજાને કોઠે પડી ગઈ છે, ને તેથી જ આવા જંગલ વચ્ચે રહેતાં અમને કદી બિનસલામતી લાગતી નહોતી. ખળામાંથી દાણા ચોરાયાનું કે કોઈ શાહુકાર રસ્તે લૂંટાયાનું સાંભળ્યું નથી. ચોરીનો એક કિસ્સો સાંભરે છે. અમારા ગામમાં પરગામથી – છોટિયાનું કુટુંબ આવીને રહેલું. એના પુત્રો રેવલો ને રૈલો અમારા ખાસ દોસ્ત. આ છોટિયો એક રાત્રે અમારી પડોશમાં જેઠારામ પાઠકના ઘરમાં પેઠો. ઘરનો પૂર્વ તરફનો કરો અતિવૃષ્ટિના વરસમાં પડી ગયેલો તે જેઠાકાકાએ ફરી બંધાવેલો જ નહિ. છોટિયો માળિયા પર પહોંચ્યો, એણે થોડા દાણા બાંધ્યા ત્યાં તો જેઠાકાકા જાગી ગયા. પોટલું મૂકીને એ ભાગ્યો ને ઘેર જઈ સૂઈ ગયો. જેઠાકાકાએ એને ઓળખી લીધેલો. રાતે ને રાતે ફોજદારને બોલાવી ફરિયાદ કરી. પોલીસો જઈને છોટિયાને પકડી લાવ્યા. ચોરી એણે કબૂલ કરી, પણ ચોરી પકડ્યાનો વિજય ચોરને માર્યા વગર ઉજવાય કે ? છોટિયાને માર્યો ને બે મહિનાની કેદની સજા કરી. પણ આ તો એક વિરલ કિસ્સો ગણાય – હજારો ભૂખ્યાં માણસોમાંના એકનો.



# 10



આ પ્રજાને જેવો સરકારી અમલદારોનો ભય તેવો બીજો ભય ભૂતપ્રેતનો, ડાકણવંતરાનો, ઝોડઝપટનો. હરતાંફરતાં એમને ડાકણ દેખાય ! કોઈ માંદું પડે એટલે વળગાડ, બખડજંતર કહેવાય; દાણા મંતરાવાય, દોરા કરાવાય ને ભગતભૂવાઓને બોલાવાય. એવા જાણકારો ગામમાં હોય; લોકો એમના તરફ ભય ને માનની નજરે જુએ. મારા દાદા ને બાપુ પણ મંતરજંતર જાણે છે એમ મનાતું. (દાદા પાસે એક જૂની હાથે લખેલી ચોપડી જોયાનું યાદ છે. એમાં જાતજાતના રોગ મટાડવાના ને ઝેર ઉતારવાના મંત્રો હતા.) જેને ઘેર કોઈ માંદું હોય તે આકડાનાં થોડાં પાન લઈને અમારે ત્યાં આવે ને બોલ્યા વગર ટોલ્લા ઉપર મૂકી જાય. બાપુ એના ઉપર સળીથી કંઈક લખે, પાન લટકાવે. પાન જેમ જેમ સુકાતાં જાય તેમ તેમ રોગી સાજો થતો જાય. બાપુ ને દાદાના અવસાન પછી મોટા ભાઈ પણ પાન લખી આપતા. એ ઘેર ન હોય ત્યારે અમે પણ લખી આપીએ. બા કહે : 'બેટા, અંદર રામનું નામ લખવાનું; તારા

બાપુ એમ જ કરતા; એ જ એમના જાદુમંતર.'

મોટેરાં ભૂતપ્રેતની અનેક વાતો કહે. શિયાળાની રાતે વાળુ કર્યા પછી બધાં સગડીએ બેઠાં હોય ત્યારે કે ઉનાળામાં વાડામાં ખુલ્લામાં ખાટલા ઢળાયા હોય તેમાં પડ્યાં પડ્યાં આવી વાતો ચાલે. અમને એક બાજુ આવી વાતો સાંભળવી ગમે તો વળી બીક પણ એટલી જ લાગે. વાતો સાંભળ્યા પછી કોઈ વાર ઊંઘમાં ભયંકર સ્વપ્નાં આવે ને બૂમો પાડી ઊઠીએ.

આ સાંભળો, દૂરના કોઈ ગામેથી મૃદંગનો અવાજ આવે છે. કોઈનું ઢોર કે માણસ માંદું હશે તે બાધા કરતાં હશે. નદીએ થઈને મૃદંગ ને કાંસીજોડા વગાડતી એક મંડળી બળિયાદેવના થાનકે જાય છે, બાધા કરવા. આગળ પુરુષો ભજન ગાતા ચાલે છે; પાછળ સ્ત્રીઓ ગીત ગાતી આવે છે. રોગી બાળકને એક જણે ખંધોલે બેસાડ્યું છે; એક માણસ માથે બળતી સગડી લઈને ચાલે છે; બીજાએ વળી મોંમાં ખાસડું રાખ્યું છે; ત્રીજાની બંને બગલમાં થાનકે રમતા મૂકવાના માટીના ઘોડા છે. બળિયાદેવ સૌથી બળિયા દેવ, એની ધાક ભારે. ફોલ્લી જેવું જણાય એટલે 'બાપજી પધાર્યા' કહેવાય; દવાદારૂ ન થાય ને બાધા-આખડી રખાય. વૈજનાથ મહાદેવમાં બળિયાદેવનું થાનક છે. પથ્થરનું, ધડ વગરનું, લાંબા કાનવાળું એક મસ્તક તે બળિયાદેવ. સમૂહગાન ચાલે છે : 'એ બળિયાકાકાનો મેંમા (મહિમા) રે ચાલો જોવાને જૈયે'; 'એ લાવો લાવો ને ખડિયો કલેમ કંકોતરી મોકલીએ...' ઉનાળાનો બપોર ધખતો હોય, વગડો રવ રવ થતો હોય, ધૂળ ઊડતી હોય, મંડળીના માણસો પરસેવે રેબઝેબ થઈ ગયા હોય – આખું દૃશ્ય અતિશય અવસાદ પ્રેરે એવું.

જેમ બળિયાબાપજી તેમ માતા પણ આ લોકોની જીવતીજાગતી દેવી. 'નવા દહાડા'માં (ખાસ તો દિવાળીની આગળના) માતાનો રથ ફરી જવાનો ભય ભારે. સાંજે પવન ચાલતો હોય ત્યારે ઘરની બહાર ન નીકળવાની ચેતવણી મળે : 'ઓટલા ઉપર જ રમવાનું; આ નવા દહાડામાં માતાનો રથ નીકળે; ફરી જાય તો માંદા પડાય.' સાધારણ રીતે આ ઋતુમાં લોકો મલેરિયાથી પીડાતા હોય, ઘેરઘેર ખાટલા હોય, એટલે માતાનો કોપ સમજી જાતજાતની બાધાઆખડીઓ રખાય. ઘોઘંબા ગામમાં શંકર અને બીજલ નામના બે ઓડ ભાઈઓ રહે. શંકર ઓડ માતાનો 'ગોલ્લો'. એને માતા આવે. એની લાલ આંખો, વાંકડિયા વાળ ને કદાવર શરીર આમેય ભય પમાડે એવાં. કોઈ માંદું હોય તો શંકર ઓડને બોલાવે. એનામાં માતાનો પ્રવેશ થાય. ધૂણતો ધૂણતો શરીર ઉપર લોખંડની સાંકળના સાટકા વીંઝતો ને 'હાઉ, હાઉ, હાઉ' કરતો એને અનેક વાર માતાને થાનકે જતો જોયો છે. કોઈ વળી કાળકા માતાની બાધા રાખે ને સાતઆઠ ગાઉ

દૂર આવેલા પાવાગઢ સુધી ગાતાવગાડતા ધૂણતા જાય. આગળ એક માણસ બકરું દોરીને ચાલે – માતાજીને ખોળે રમતું મૂકવા.

કોઈ વાર અમારે બારણેથી ઈશાનમાં આવેલા ડુંગરો પર અજવાળું દેખાય, મોટેરાં કહે : 'એ તો કોઈએ 'ડુંગરો નવાડ્યો' હશે'. 'ડુંગરો નવાડવો' એટલે ડુંગરમાં દેવતા મૂકી આવવો, આગ લગાડવી. આદિવાસીઓની એ માનતા. ઢોર કે માણસ માંદું પડ્યું હોય ત્યારે તેઓ ડુંગરે જઈ બાધા કરે; આગ લગાડે ને એમાં કૂકડાંનો ભોગ આપે. ડુંગર આ પ્રજાનો એક દેવ.

સાતેક વર્ષનો હતો ત્યારે અમારા પ્રદેશમાં 'હણગા'ની જોરદાર વાતો ચાલતી. આ 'હણગા' વિશે પછી ક્યાંય કશું સાંભળ્યાનું યાદ નથી. કહેવાતું કે બાવાઓ પાસે એવી મેલી વિદ્યા હોય છે, જડીબુટ્ટી હોય છે. આ જડીબુટ્ટી સૂંઘતાં જ તે ગમે તે રૂપ ધારણ કરી શકે છે ને ફરી સૂંઘતાં પાછો માણસ બની જાય છે. બા પાસે સાંભળ્યું હતું કે એક બાવો જડીબુટ્ટી સૂંઘીને 'હણગું' થયો ને પછી જડીબુટ્ટી ખોવાઈ જતાં 'હણગું' જ રહી ગયો. સીમમાં રાતવાસો રહેનાર કે બપોરી વેળા એકલદોકલ ખેતરમાં જનારા કહે કે હણગું મળ્યું. ભયનો માર્યો બિચારો ધ્રૂજતો હોય. કોઈને પાડો દેખાય તો કોઈને વળી વિચિત્ર હિંસક પ્રાણી દેખાય. એક વાર અમે મોટા ભાઈ સાથે અમારાં ખેતર જોવા ગયેલા. પાછા વળતાં સાંજ પડવા આવી હતી. અમે અમારા ખેતરને અડીને જતી નેળમાં ચાલી રહ્યા હતા ત્યાં તો ખેતરના ખોડીબારામાંથી અમારો ખેડૂત નીકળ્યો. 'પગે લાગીએ ગોરદેવ.' 'આશીર્વાદ, કેમ છો કાભઈ ?' કાભઈ અમારી સાથે ચાલવા લાગ્યા. થોડી વાર મૂગા મૂગા ચાલ્યા પછી કહે : 'અંધારું થયા પછી શેમમાં (સીમમાં) ફરવું સારું નહિ.' મોટા ભાઈએ પૂછ્યું : 'કેમ, કંઈ જાનવર (વાઘ) આવે છે કે શું ?' 'જાનવર તો નથી આવતું, પણ આ તો જાનવરથીય ભૂંડું. વાઘવરુને તો હથિયારથી પહોંચી વળીએ, પણ આ હમણાં દેખાય ને હમણાં અલોપ, એને શું કરીએ ! આ ગઈ રાતે જ હું આપણા ખેતરમાં વાહો (રાતવાસો) રહેલો. મધરાત થઈ ને જુવારમાં કશુંક ફરતું હોય એવો ગણહારો સંભળાયો. માળા (ઝાકળિયું) ઉપરથી મેં જોયું તો પાડા જેવું કશુંક ફરે, જુવારનાં ડૂંડાં ભચેડતું હોય એવો અવાજ સંભળાય. મેં હોંકારો કર્યો ને ડાંગ ખખડાવી એટલે અલોપ, જાણે કશું હતું જ નહિ !' મોટા ભાઈએ કહ્યું : 'એ તો પાડો જ હશે. ધનેહરવાળો પાડો હમણાં આ બાજુ બહુ ફરે છે.' 'ના, ના, મોટા પાડો હોય તો વાડમાંથી નીકળતો દેખાયને ? આ તો ભડકો થઈને પાર !' આમ 'અલોપ'માં પાછો ભડકો ઉમેરાયો ! ભૂતપ્રેતમાં માનનારની કલ્પના પણ સારી પેઠે ઉત્તેજાય છે ને ચમત્કારમાં વધારો થયા જ કરે છે.

ડાકણ તો આ લોકને હેંડતાં ને ચાલતાં મળે, દિવસે, રાતે, ગામમાં, સીમમાં

– ગમે ત્યાં ને ગમે ત્યારે. બિલાડીમાં ને બકરીમાં, કદરૂપી સ્ત્રીમાં ને તેમાંય ખાસ ડોસીમાં એમને ડાકણ દેખાય. ગાડું લઈને જતા હોય ને વરુ કે શિયાળવું રસ્તે ભેટી જાય તો એમાં એમને વંતરું જ દેખાય ! કહે : 'મારું બેટું શિયાળવું થઈને બળદના પગમાં અંટવાયું ને બળદ ભડકાવ્યા, વરુ થઈને ગાડું આંતર્યું !' અમારા ગામની બાજુમાં જ આવેલા ઘોઘંબામાં ધૂળીમાશી રહે. પાતળી સોટી જેવી કાયા ને કરડી આંખો. બધાં એમને ડાકણ માને. અમારા વાડા આગળની નેળમાંથી જતાં હોય એટલે બા અચૂક બોલાવે : 'કેમ ધૂળીમાશી, ક્યાં નીકળ્યાં ?' અમને બીક લાગે. બા કહે : 'એવાં માણસને તો દેખીએ એટલે સામે ચાલીને બોલાવીએ. બીએ છીએ એવું જાણી જાય તો વળગી પડે, ખાઈ જાય.' પછી તો શું ખાઈ જાય, કેવી રીતે ખાઈ જાય તેની વાતો ચાલે : જેને ખાવો હોય તેના અંગૂઠે રાતમાં આવીને ડાકણ કાળો દોરો બાંધી જાય; પછી ઘેર જઈને ચૂલો સળગાવી ઉપર તાવડી મૂકે એટલે તરત પેલા માણસનું કાળજું તાવડીમાં આવીને પડે. અરે, એક વાર તો કોઈને ઘેર ગાય તાજી જ વિયાયેલી ને ધૂળીમાશી જઈ પડ્યાં. એમની આંખ વાછરડા પર પડી કે તરત વાછરડું પછાડ ખાઈને નીચે પડ્યું, મરી ગયું ! એક સગર્ભા બાઈને ડાકણોએ આખી રાત ઘોડો કરીને ફેરવી તે સવારમાં બિચારી મરી ગઈ. ડાકણો કાળીચૌદશની રાતે સ્મશાનમાં મંત્રસાધના કરવા જાય, ત્યાં નિર્વસ્ત્ર થઈ જાય ને મડદા પર બેસી સાધના કરે – આવી આવી અનેક વાતો સાંભળવા મળતી.

અમારા જેવા ઊજળી વરણના માણસોનાં ઘરમાં પણ અજવાળા માટે ઘાસલેટના ખડિયા જ સળગાવાતા, જે સૂવાનો વખત થાય એટલે બુઝાવી નાંખવામાં આવે. પૈસાની એક મળતી દીવાસળીની પેટીનીય નવાઈ; 'વિમ્કો'ની એ 'ચિત્તાફાઈટ' દીવાસળીની પેટી અમને રમકડાં જેવો જ આનંદ આપતી; ઉપર, એક માણસ હાથમાં દાતરડા જેવું હથિયાર ઉગામી ઊભો છે ને સામે એક ચિત્તો બે પગ પર ઊભો થઈ ગયો છે એવું ચિત્ર ઘણું ગમતું. બીજા લોકો તો રાતદિવસ ઘરમાં દેવતા બળતો રાખે; અજવાળાની જરૂર હોય ત્યારે બોયાં સળગાવે. આવા સમયમાં અંધકાર ઘણા ચમત્કારોનો જનક અને પોષક હોય એ સમજાય એવું છે. અજવાળી રાતે ચંદ્રના, નહિ તો પછી તારાઓના ઝાંખા પ્રકાશમાં જ વનવગડાના રસ્તાઓ ઉપર ને ખેતરમાં લોકો ફરે. આવામાં એકાદ વિચિત્ર આકારનું ઝાડ પણ ઝંડ જણાય ને પાંદડાંના ખખડાટમાં ચુડેલના ચૂડલા ખખડતા સંભળાય. અજ્ઞાનનો અંધકાર વળી બીજું મોટું કારણ. વિચિત્ર માનસિક રોગોને વળગાડ સમજવામાં આવે; માણસ ધીમે ધીમે ક્ષીણ થઈને મરણ પામે તો એને 'ગળતી મૂઠ' ભોગ બન્યો ગણવામાં આવે.

આમ છતાં નાનપણમાં બનેલી ને સાંભળવા મળેલી કેટલીક ઘટનાઓનો બૌદ્ધિક ઉકેલ જડતો નથી. અમે (પુષ્પાબહેન, રમણ અને હું) દાદાને ઘેર સૂઈ રહીએ. દાદા દીવો ઠારી ઊંઘી જાય; અમે રાતમાં જાગી જઈએ ત્યારે ખૂબ બીક લાગે. કોઈ વાર દાદાને કહીએ તો દીવો સળગાવે ને અમે ઊંઘી ગયાં છીએ એમ જાણે એટલે પાછા હોલવી નાંખે. એ ઘરનો એક ભાગ અગાઉ કોઢ તરીકે વપરાતો એટલે ભીંતની આગળ ઢોર બાંધવાના લાકડાના ખીલા હતા. ભીંત અને ખીલા વચ્ચે ભાગ્યે જ ચારપાંચ ઇંચનું અંતર હશે. એક રાતે દાદાએ કોઢમાં કોઈને કણસતું સાંભળ્યું એટલે એ ઊઠ્યા. દીવો કરીને જુએ છે તો ભીંત અને ખીલા વચ્ચે પુષ્પાબહેન પડેલાં ! મહામહેનતે દાદાએ બહાર કાઢ્યાં. સવારે દાદાએ કહ્યું કે ઊંઘમાં શકરી કોઢમાં જઈ સૂઈ રહેલી. અમને બીક ન લાગે એટલે દાદાએ આવું કહેલું એમ મોટા થયા પછી અમને જણાવ્યું. પુષ્પાબહેન આજેય એમનો આ અનુભવ ઘણી વાર કહે છે.

અમારા ફળિયામાં એક કૂતરો – પગ રાંટા પડે એટલે 'રાંટિયો કૂતરો' નામ પડેલું. એનો પરિવાર મોટો. કોઈ અજાણ્યું માણસ કે ઢોર ગામમાં પેસે એટલે એ દોડતો ધસે ને ભસે. એક વાર ગામમાં એક ફકીર માગવા આવ્યો. સફેદ લુંગી, સફેદ લાંબો ડગલો, માથે ફેંટો, ગળામાં મોટા મોટા રંગબેરંગી મણકાનો બેરખો. ઝાંપેથી ગામમાં પેસતો જોતાં જ જેઠાકાકાના ઘર આગળથી રાંટિયાએ ભસવાનું શરૂ કર્યું ને દોડતો દોડતો ફકીરની સામે આવ્યો, ફકીરે એની સામે જોયું કે તરત એ ભસતો બંધ થઈ ગયો ! ફકીર કોતર ઉપર થઈને ઘોઘંબામાં ચાલ્યો ગયો. રાંટિયો પછીથી કદી ભસી શક્યો નહિ; એનું મોં જ ન ઊઘડે ! બિચારો ભૂખે રિબાઈને મરી ગયો.

મારા બાપુના જીવનનું એક રહસ્ય એમના જીવતાં ને મરણ પછી પણ ઘરના માણસો સિવાય ભાગ્યે જ કોઈ જાણતું હશે. બાપુ રામભક્ત. રામરક્ષા ને હનુમાનચાલીસાનો રોજ પાઠ કરે. હનુમાન એમને હાજરાહજૂર. નાનપણમાં જોયેલો પરચાનો એક પ્રસંગ બરાબર યાદ છે. ઘરમાં ઢોર કે કોઈ માંદું હશે. સાંજનો વખત છે; બાપુ નાહીધોઈને દેવ આગળ પાટલા ઉપર બેઠા છે; દીવો ને અગરબત્તી કરવામાં આવ્યાં છે. સામે પાટલા ઉપર અડદના દાણા મૂક્યા છે. પૂજા શરૂ થાય છે એટલે અમને છોકરાંને બહાર કાઢી બારણાં બંધ કરી દેવામાં આવે છે. માત્ર બા જ ઘરમાં રહી છે. બાપુ હનુમાનચાલીસા બોલે છે તે અમને બહાર ઓટલે રહ્યાં રહ્યાં સંભળાય છે. થોડા શ્લોકો બોલ્યા પછી એકાએક અવાજ આવતો બંધ થઈ જાય છે. અમારું કુતૂહલ વધી જાય છે. બારણું સહેજ ખુલ્લું રહી ગયું છે તેમાંથી હું જોઉં છું તો બાપુ પાટલા ઉપરથી કૂદકો મારી ઊભા થઈ જાય

છે; 'હાક્ હાક્' એવો અવાજ કરતા હાથમાં દાણા લઈ ઘરમાં ચારેકોર ઘૂમે છે. ને પેલું દૃશ્ય તો આજેય ભુલાયું નથી, નજર સામે એવું ને એવું તાજું તરે છે : બાપુ એક કૂદકો મારે છે ને ઘરના ઊંચા માળિયાના પાટડા ઉપર જઈ બેસે છે ! માળિયામાં ચારે ખૂણે દાણા ફેંકે છે; મોટી ફાળો ભરતા વાડામાં થઈ દાદાના ઘરમાં જાય છે, છેવટે દેવસ્થાનમાં પાટલા ઉપર આવીને બેસી જાય છે. હનુમાનજીની છબીને પગે લાગે છે. હવે બારણાં ઊઘડી જાય છે. બાપુ હતા તેવા જ સ્વસ્થ બનીને બેઠા છે; અમારી સાથે હસે છે, બોલે છે – જાણે કંઈ જ ન બન્યું હોય એમ ! અમે ભય અને કુતૂહલના માર્યા દાદા પાસે આ પ્રસંગનો ખુલાસો માગીએ છીએ. દાદા કહે છે : 'તારા બાપા તો દેવપુરુષ છે, એના પરતાપે જ આપણે બધાં સુખી છીએ.'



# 11



હોળીના દિવસો નજીક આવી રહ્યા છે. બાપુ સીમળિયાનું કામ પરવારીને ઘેર આવી ગયા છે. ઘરમાં ધાણીચણા શેકાય છે, પૌંવામઠિયાં થયાં છે, હોળીને દિવસે રાંધવાની સેવ વણાય છે. સાંજે પ્રાર્થના પછી બાપુ બાળકોને રમાડે છે, એમની સાથે તોફાનમસ્તી કરે છે, જાતજાતની વાતો કરી હસાવે છે. અમે મિત્રો સાથે ગેડીદડા રમીએ છીએ, ઘરમાં આનંદ આનંદ વ્યાપી રહ્યો છે; આવનાર આપત્તિનો કોઈને સ્વપ્નમાંય ખ્યાલ નથી.

આજે હોળીનો દિવસ છે. રિવાજ પ્રમાણે સેવ રાંધી છે. આખો દિવસ અમે હોળીમાં પધરાવવા માટે ઘરના કરે થાપેલાં હોળૈયાંના હારડા કરવામાં પરોવાયેલાં રહ્યાં છીએ. દિવસ દરમિયાન સારી પેઠે ધાણીચણા ને ખાંડના હારડા ખાધા છે. ક્યારે રાત પડે, હોળી પ્રગટે ને સેવ જમવા બેસીએ, એમ થાય છે. આખરે સાંજનું અંધારું ઊતરે છે. વડ હેઠળ હોળીનાં લાકડાં બરાબર ગોઠવાઈ ગયાં છે. હોળી પ્રગટાવવાનો સમય થયો છે. બાપુ થાણેદારસાહેબને

હોળીપૂજન કરાવે છે; નગારું વાગે છે, દાંડિયા રમાય છે. બાપુ સાથે અમે જમવા બેસી ગયાં છીએ – એમની સાથેનું અમારું એ છેલ્લું ભોજન !

રાતે અચાનક બાપુને શરદી ને તાવ જણાય છે. સવારમાં તો તબિયત ચિંતાજનક થઈ જાય છે. બેત્રણ દિવસના ઉપચાર પછી પણ કશો ફેર પડતો નથી એટલે કાલોલ માણસ મોકલવામાં આવે છે – મારાં મોટી બહેન ને બનેવી જેઓ વૈદ્ય છે તેમને તેડવા, સિદ્ધપુર માસીને ત્યાં રહીને ભણતા મારા મોટા ભાઈને તાર કરવા. બહેન-બનેવી, મામા ને મોટા ભાઈ સમયસર આવી પહોંચ્યાં છે. મારા કાકાની બદલી થોડા વખતથી રાજગઢની શાળામાં થયેલી હોવાથી તેઓ ગામમાં જ છે. બાપુની બીમારી વધતી જાય છે, ન્યુમોનિયા કહેવાય છે. હોળી પછીની નોમનો દિવસ ઊગે છે – બાપુના પિસ્તાળીસ વર્ષના આયુષ્યનો છેલ્લો દિવસ. ઊગરવાની કોઈ આશા નથી. છાતીમાં કફ બોલે છે, શ્વાસ ઊપડ્યો છે. અમે કોઢમાં ઊભા રહીને ઓટલી ઉપરથી જોઈએ છીએ. બાપુને ભોંયે લીધા છે, મામા રામરક્ષાનો પાઠ કરી રહ્યા છે. બા પરસાળ અને ઓરડા વચ્ચે બારણા આગળ બેઠી બેઠી રડે છે. કાકી એને આશ્વાસન આપી રહ્યાં છે. પુણ્ય કરાવાય છે તે બાપુના કાનમાં મોટેથી કહેવામાં આવે છે. આખરે ‘આ ભગવાન રામ મને લેવા આવ્યા છે; આ ઊભાં રામ, લક્ષ્મણ ને સીતાજી, વિમાન આવી ગયું છે,’ બોલતા બોલતા બાપુ વિદાય લે છે. ‘મોટા’(દાદા બાપુને ‘મોટો’ કહેતા)ના ચાલ્યા જવાથી દાદાના કલ્પાંતનો પાર નથી; બા માથાં કૂટે છે, બેત્રણ જણાંએ એને ઝાલી રાખી છે.

બાપુના મરણ વખતે મોટા ભાઈની ઉંમર અઢાર-ઓગણીસ વર્ષની. આગલે વર્ષે મૅટ્રિકની પરીક્ષા આપેલી પણ નાપાસ થયેલા. આ વર્ષે પાસ થાય છે પણ હવે આગળ ભણાય એવું રહ્યું નથી. ઘર ચલાવવાનો બધો ભાર એમના ઉપર આવી પડ્યો છે. જમીનજાગીર ને યજમાનવૃત્તિ સંભાળવાની, બા અને એમનાથી નાનાં છ ભાંડુઓની સંભાળ રાખવાની. સીમળિયાના ઠાકોરને બાપુ માટે ઘણો આદર એટલે એમણે મોટા ભાઈને જરાય આનાકાની વગર કારભારીપદ સોંપ્યું. હવે બાપુની જેમ મોટા ભાઈ સીમળિયે જાય ને ઘેર હોય ત્યારે દાદા સાથે રહી યજમાનવૃત્તિ કરે. મોટા ભાઈનો સ્વભાવ પણ બાપુ જેવો જ હસમુખો ને વાર્તા કહેવાની આવડત જબરી; અમે રહીએ તે પ્રદેશથી પણ વધારે પછાત તે સાવ આદિવાસી મુલકમાંથી જ્યારે તેઓ ઘેર આવે ત્યારે સાથે જાતજાતની વાતો લાવે. રાજગઢથી સીમળિયાનો દસબાર ગાઉનો પલ્લો. રસ્તો ડુંગરાળ વનપ્રદેશમાં ને લૂંટારુઓનો ભય. મોટા ભાઈના અનુભવો બા સહિત ઘરનાં નાનાંમોટાં બધાં ટોળે વળીને રસથી સાંભળે.

એક વાર મોટા ભાઈ સીમળિયેથી ઘેર આવવા નીકળ્યા છે; એમના ઘોડાની પાછળ વરતણિયો સાથે પેટી લઈને ચાલે છે. સાથે એક જમાદાર છે, ખભે બંદૂક

રાખી મોટા ભાઈ સાથે ગપ્પાં મારતા ચાલ્યા આવે છે. હજી સૂર્યોદય થયો નથી, ઓગળતી રાતનું આછું અંધારું છે. જમાદારની નજર અચાનક આગળ મહુડા નીચે કશુંક દેખે છે; ધીમેથી મોટા ભાઈને કહે છે : 'કારભારીસા'બ, મેરી બેટી રીંછડી હે, આગે જાનેમેં જાનકા ખતરા હે !' જમાદારના ચહેરા ઉપર ભયની રેખાઓ જોઈને મોટા ભાઈ કહે છે : 'અરે જમાદારસા'બ, પાસે બંદૂક છે ને આમ ગભરાઈ જાઓ છો ? ચાલોને, જે થાય તે ખરું,' આગળ વધ્યા ને જોયું તો મહુડા નીચે એક આદિવાસી ડોસી મહુડાં વીણે ! મોટા ભાઈનું હાસ્ય રોકાય નહિ ને જમાદારનું મોં તો જોવા જેવું ! બોરના જંગલમાં રીંછ રહે ખરાં. એમને બોર બહુ ભાવે. એક વાર તાડ ઉપર લટકાવેલા ઢોચકા(માટલી)માંથી તાડી પીવા એક રીંછ તાડે ચડેલું ને એના નહોર તાડમાં ભરાઈ જતાં ત્યાં જ લટકી મરણ પામેલું એવી વાત સાંભળેલી. મુસીબતો અને જોખમ વધારે ત્યારે લોકો ખડતલ અને નીડર પણ વધારે. એક ગામની સીમમાં ખેતર આગળથી મોટા ભાઈ પસાર થતા હતા. ખેતરમાં એક ખેડૂત માથે મોટો પથ્થર મૂકી શેઢે શેઢે ફરતો હતો. મોટા ભાઈને કુતૂહલ થયું એટલે પૂછ્યું. પેલો કહે : 'આ પરોણો પેધી ન જાય એટલે ઠરીને બેસવા નથી દેવો. સૂઈ જાઉં તો મારો હાળો ચડી બેસે ને પછી જાય જ નહિ.' આ 'પરોણો' એટલે ટાઢિયો તાવ. એક ખેતરમાં આદિવાસી ખેડૂતનો દસબાર વર્ષનો છોકરો ઝાડને અઢેલીને પડ્યો છે; બાજુમાં એની બહેન કામ કરે છે. છોકરો નિરાંતે, જાણે કોઈ સામાન્ય વાત કહેતો હોય એમ કહે છે : 'ચોખલી ભાળકે વેંછી (વીંછી) !' ચોખલી જુએ છે તો ભાઈના કાળામેશ ઢીંચણ ઉપર એવો જ કાળોમેંશ મોરવીંછી ! 'ખંખેરી નાખ, કેહડે. (કરડશે)' બહેન કહે છે. 'હું કેડે, નીં કેડે'. —એટલી જ નિરાંતથી, સ્વસ્થતાથી છોકરો બોલે છે ને પછી આંગળીનો એક ટકોરો મારી વીંછીને ખેરવી નાખે છે.

*

બાપુના અવસાન વખતે હું દસેક વર્ષનો. રાજગઢની નિશાળમાં મેં ચાર ચોપડીઓ પૂરી કરી છે. છોકરો અંગ્રેજી ભણે એવી વડીલોની ઇચ્છા છે. મોટા ભાઈ કામ અંગે કાલોલ ગયેલા તે મામાની દુકાનેથી ત્યાં અંગ્રેજી શાળામાં ચાલતી પ્રાયમર લઈ આવ્યા છે. લાલ પૂંઠાની, ચિત્રોવાળી એ ચોપડી મેં હોંશથી ભણવા માંડી છે. મોટા ભાઈએ અંગ્રેજી બારાખડી શીખવી ને પછી પ્રાયમરના પાઠ લેવા માંડ્યા. આમ શાળામાં બેસતાં પહેલાં વિષયની ઠીક ઠીક તૈયારી થઈ ગઈ. મારાં સૌથી મોટાંબહેન બાપુના અવસાન પ્રસંગે આવ્યાં છે. થોડા દિવસ બાની પાસે રહેવાનાં છે. કાલોલ પાછાં જાય ત્યારે તેઓ મને પણ સાથે લેતાં જાય એવું નક્કી થયું છે.

જૂન માસમાં એક વહેલી સવારે, ભળભાંખળે ગાડું જોડાય છે. ગાડામાં મારા બનેવી, બહેન ને હું ગોઠવાયાં છીએ; બાની વિદાય લેતી વખતે બહેનની આંખમાંથી

દડદડ આંસુ પડે છે; બા તો છૂટે મોઢે રડી રહી છે; રડતી રડતી કહે છે : 'બચુડાને સાચવજે, બહેન' અંધારામાં 'આવજો આવજો' બોલાય છે, ગાડું ઊપડે છે. પસાયતામાં થઈ ગાડું નેળે પડે છે ને કરડ નદી પરના ઢોળાવ પરથી નીચે નદીની રેતીમાં ઊતરે છે. રોજ મારાથી ખૂંદાતી એ પરિચિત રેતી ગાડાનાં પૈડાં નીચે પિલાય છે; રેતીનું એક એકધારું રુદન ! સમયનો રથ મારા ભૂતકાળને કચરતો આગળ ને આગળ વધી રહ્યો છે. બળદના પગથી પાણીમાં થોડો છલબલાટ થાય છે ને ગાડું નદી પાર કરી જાય છે. આછા અંધાકારમાં મારી સ્વજન જેવી અનૂરીઓ પસાર થાય છે. આ ગણપતભાઈનો કાચલો ને પાનાં લેવા ચડતા હતા તે પેલો ખાખરો ચાલ્યા, આ શત્રુહરણી માતાનું થાનક ચાલ્યું; પડછંદ પીપળાનાં પાન ઉનાળાની સવારનો શીતળ પવન પીને જાણે ઘેનમાં બબડી રહ્યાં છે ! આ ધૂસ્કો કોતર ચાલ્યું, આછા અજવાળામાં પડખે મોરડિયો ડુંગર દેખાય છે. શરીર ગાડામાં બેસી શહેરમાં જવા નીકળ્યું છે, ભવિષ્ય ભણી ગતિ કરી રહ્યું છે. હૃદય ભૂતકાળને પકડવા પાછું દોડી રહ્યું છે; ગાડાની પાછળ બાંધેલા ઢોરની જેમ ઘસડાતું નાછૂટકે આગળ વધી રહ્યું છે. હું વનાંચલ છોડીને વસ્તીમાં જઈ રહ્યો છું. જંગલ, ડુંગરા ને નદી મને પાછળ ખેંચી રહ્યાં છે. આ ધરતી સાથે મારે આટલો ગાઢ સંબંધ હતો તે તો આજે વિખૂટા પડતી વખતે જ જાણવા મળ્યું. મનમાં જાતજાતના વિચારો આવે છે : કાલોલ જેવા 'શહેર'માં મારા જેવા 'જંગલી'ને કેમ ફાવશે ? મારા જેવો શરમાળ છોકરો અંગ્રેજી શાળાના શહેરી છોકરાઓમાં શી રીતે ભળી શકાશે ? આ નવું ભણતર મને આવડશે ખરું ? માટીનું ઘર છોડી બહેનના ત્રણ માળના મકાનમાં રહેવાનું, બાળકો વગરના ઘરમાં રહેવાનું, સવારસાંજ વાંચવા બેસવાનું— આ બધું કેમ ગોઠશે ? હંમેશાં ભર્યા ભર્યા રહેતા ઘરમાંથી મારે એકલાને વિદાય થવાનું ? પુષ્પાબહેન ને રમણ વગર કેવું એકલવાયું લાગશે ? હું સૉરીશ તોય શરમાળ એટલે કોઈને મારું દુઃખ જણાવી શકીશ નહિ, હવે મારું ગામ મને છેક દિવાળીની રજાઓમાં જોવા મળશે; એટલા બધા દિવસો કેમ જશે ? બસ, ગાડું ચાલ્યા જ કરે ને કાલોલ કદી આવે જ ના તો કેવું સારું !

*

અંગ્રેજી નિશાળ ઊઘડી ગયાને થોડા દિવસ થઈ ગયા છે. મને પહેલા ધોરણમાં પ્રવેશ મળે છે. અંગ્રેજીમાં આગળથી તૈયારી કરેલી એટલે કશું અઘરું લાગતું નથી. બીજા વિષયો પણ ફાવે છે ને થોડાક દિવસોમાં તો હું વર્ગનો એક હોશિયાર વિદ્યાર્થી ગણાઉં છું. પણ રાજગઢની નિશાળમાં શું ભણ્યો હતો તેની હવે ખબર પડે છે ! ગણિત જરાય ન આવડે. છમાસિક પરીક્ષામાં સારો દેખાવ કરનાર પહેલા ધોરણના પાંચ વિદ્યાર્થીઓને બીજા સત્રથી બીજા વિષયોમાં ઘણા સારા ગુણ, પણ ગણિતમાં

મોટું મીંડું ! તેથીસ્તો વિદ્યાર્થી કારકિર્દીનો એક રમૂજી કિસ્સો બની ગયો ને ! છમાસિક પરીક્ષામાં સારો દેખાવ કરનાર પહેલા ધોરણના પાંચ વિદ્યાર્થીઓને બીજા સત્રથી બીજા ધોરણમાં લેવામાં આવ્યા, એમનું વરસ બચે એટલા માટે. એ પાંચમાં હું પણ ખરો. ગણિતમાં મીંડું મેળવેલું છતાં ! અમે બીજા ધોરણમાં બેસવા માંડ્યું ને તરત શાળાનું ઇન્સ્પેકશન આવ્યું. ઇન્સ્પેક્ટર કોઈ ગિદવાણી નામના હતા, ઊંચા ને પડછંદ, એમની સાથે બે બીજા અધિકારીઓ પણ હતા. અમારા વર્ગમાં કૉપીલેખનનો પિરિયડ ચાલે ને ઇન્સ્પેક્ટરની મંડળી પ્રવેશી. અમારામાંના એક વિદ્યાર્થીએ ઊભા થઈને શિક્ષકને પૂછ્યું : ‘સર, પહેલા ધોરણની કૉપી કાઢીએ કે બીજા ધોરણની ?’ અધિકારી સાંભળી ગયા. એમણે તરત શિક્ષકને પૂછ્યું : ‘આ પહેલાબીજાનું શું છે ?’ શિક્ષકે સવિનય કહ્યું : ‘સાહેબ, એ વિદ્યાર્થીને ને બીજા ચારને આ સત્રમાં બીજા ધોરણમાં લીધા છે; ભણવામાં સારા છે.’ ગિદવાણીને વાત કરી એટલે એમણે તો તરત છમાસિક પરીક્ષાનું પરિણામપત્રક માગ્યું, હેડમાસ્તર સાહેબના હાથમાંથી પત્રક લઈ ગિદવાણી ઝીણી નજરે જોવા લાગ્યા. ગણિતમાં મારું મીંડું જોઈને એમનો મિજાજ છટક્યો. હેડમાસ્તર બચાવ કરવા લાગ્યા : ‘સાહેબ, એના બીજા વિષયોમાં ઘણા સારા ગુણ છે, ગણિત એ કરી...’ અધવચ્ચે જ એમને અટકાવીને ગિદવાણીએ પોતાનો ચુકાદો સુણાવી દીધો : ‘નો નો નો !’ (No, no, no !) થઈ રહ્યું. અમને પાંચેને પાછા પહેલા ધોરણમાં ઉતારી મૂક્યા. પછી તો મારા બનેવીએ એમના એક મિત્ર નાગર સજ્જન શ્રી રુદ્રપ્રસાદ દેસાઈને ત્યાં મને ગણિત ભણવા મોકલવા માંડ્યો. શ્રી દેસાઈની ગણિતશાસ્ત્રમાં અસાધારણ નિપુણતા. પહેલા ધોરણની વાર્ષિક પરીક્ષામાં મારા બાવન ગુણ આવેલા એવું યાદ છે. પછી તો ત્રીજા ધોરણમાં હું વર્ગમાં પ્રથમ આવ્યો. ગણિતમાં એંશી ગુણ મળ્યા, માફી ને ઇનામ પણ મળ્યા. છતાં ગણિતમાં મારો ગજ બરાબર ન વાગ્યો તે ન જ વાગ્યો. આજે મારાં બાળકો પણ ગણિતની ગૂંચ લઈને આવે છે તો મારાથી એ ભાગ્યે જ ઊકલે છે.

દિવાળીની રજાઓ પડે એટલે રાજગઢથી ઘોડું લઈને માણસ મને લેવા આવે છે; ઉનાળામાં ગાડામાં બેસીને જવાનું થાય. વચમાં કોઈ વાર કોઈ સગું માંદું હોય તો તેની ખબર જોવા કે કોઈનું મરણ થયું હોય તો શોક કરવા બા કાલોલ આવે ત્યારે મળાય. હવે જાણે જીવન જ પલટાઈ ગયું છે. પુષ્પાબહેનનું લગ્ન કરી દેવામાં આવ્યું. અમારી ત્રિપુટી તૂટી ગઈ. મળીએ તોય પહેલાં જેવી મજા આવતી નથી. એ જ ઘર છે, દાદા છે, બા છે, મોટા ભાઈ છે, પણ શૈશવનો એ આનંદ નથી. વતન સાથેના મુગ્ધતાના તંતુઓ એક પછી એક તૂટવા લાગ્યા છે ને કઠોર વાસ્તવની તાવણીમાં તવાવાનું શરૂ થયું છે. જિંદગીનું આનંદપર્વ પૂરું થયું. હવે એને સ્મૃતિમાં જ સાચવવું રહ્યું.

# 12



ત્રણ સાડાત્રણ દાયકા પછી પાછો વતનમાં. આ વખતે ગાડામાં, ઘોડે બેસીને કે ચાલીને નહિ પણ એસ.ટી.ની બસમાં. કેવું પરિવર્તન ! એક વાર અહીં આગગાડીની વાત પણ માનવા કોઈ તૈયાર નહોતું. આદિવાસી કહેતો, 'બળદ વગર ગાડી ચાલી જ ન શકે !' દેવગઢબારિયાથી રાજાની મોટર આવે ત્યારે ગામેગામ લોકોનાં ટોળાં રાજાનું નહિ તેટલું મોટરનું દર્શન કરવા ઉત્સાહમાં રસ્તા પર ઊમટે. મોટર પસાર થઈ જાય ને પેટ્રોલની મનગમતી વાસ ધૂળમાં નીચે વળીને માણે ! બસમાં મારી સાથે કેટલાંક આદિવાસી સ્ત્રીપુરુષો છે. તેઓ ઘોઘંબે ઊતરી ચાલતાં પોતપોતાને ગામ જશે. લંગોટીને બદલે હવે થેપાડાં, ઘુઘરિયાળાં બટનવાળાં લીલાં ખમીસ ને માથે ફાળિયાં જોવા મળે છે. કહે છે કે કરડ નદીનો બંધ બંધાયો તેમાં આ લોકોને સારી રોજી મળી છે.

પાવાગઢથી વતનમાં જતાં વચ્ચે ત્રણેક ગાઉનું જંગલ આવે. એક વારનું આ ગીચ જંગલ, વાઘ ને લૂંટારાઓના ભયથી ભરેલું.

ગાડામાં બેસીને કે ચાલતા જતા હોઈએ ત્યારે આ વિસ્તારમાં પ્રવેશતાં જ વાતચીત ધીમી થઈ જતી, ગાડું હાંકવાવાળા પણ બળદને ડચકારતાં ડરે — રખેને કોઈ જાનવરને કે વાટમારુને ગંધ આવી જાય ! આજે તો આ જંગલ આછુંઆછું થઈ ગયું છે. ભયને વસવા માટે અનુકૂળ જગા જ નથી. ગણ્યાંગાંઠ્યાં ઝાડવાં ઊભાં છે; ખેતરો ને વસ્તીના વધતા જતા આક્રમણથી વગડો છિન્નભિન્ન થઈ ગયો છે. જ્યાં કેડીઓ હતી ત્યાં રસ્તા થયા છે; કેડીઓ તો બિચારી વગડામાં સંતાતી-સંકોચાતી ફરે, રખેને ઘાસ કે છોડ ધસી આવીને રંજાડે એવો એને ભય. પણ આ રસ્તા ! સંકોચાવાનું તે વગડાને; ઝાડપાન બિચારાં આઘાં ખસીને જગા કરી આપે છે. આડાં થાય તો એમનું આવી જ બને, જાનથી જાય ! ને આ વગડો ! ક્યાં માણસને આશ્રય આપતો પેલો વનાંચલ ને ક્યાં આ માણસને આશ્રયે, એની દયા ઉપર જીવતાં ઝાડવાં ! હવે તો જાણે પ્રકૃતિને સંસ્કૃતિની મહેરબાની ઉપર જ જીવવાનું !

ગોઠ ગામ — મારી જન્મભૂમિ — ઉજ્જડ થઈ ગયું છે. ઘર પડી ગયાં છે. અહીંના બ્રાહ્મણો નજીકના ઘોઘંબા ગામમાં જઈને વસ્યા છે. જે ઘરની કોઢમાં હું જન્મેલો તે ઘર આજે નથી. ગામને ઝાંપે ઊભેલો પુરાણો વડ ઊખડી પડ્યો છે. પાસેનું થાણું પડી ભાંગ્યું છે. એની ઈંટો લોકો પોતાના વપરાશ માટે ઉપાડી જાય છે. કોળીનાં ઘર હજી ઊભાં છે, એવાં ને એવાં; હજી અજવાળું પ્રવેશે એટલાં ઊંચાં થયાં નથી. ગામને આરે પાણી રહેતું નથી. જ્યાં ઉનાળામાં પણ વાંસ વાંસ પાણી રહેતું ત્યાં હવે પાતળી સેર પણ વહેતી નથી. કાળા ખડકો હાડપિંજર જેવા પડ્યા છે. ઉપરવાસ નદી ઉપર બંધ બાંધવામાં આવ્યો છે. નહેર વાટે દૂર દૂરના વિસ્તારોને પાણી અપાય છે. મનમાં ઉમાશંકરનું 'બળતાં પાણી' ચમકે છે : 'નદીને પાસેનાં સળગી મરતાંને અવગણી —' નહેરથી અનાજ પાકશે, અન્નપરિસ્થિતિ સુધરશે, પણ ચોમાસામાં ગાંડી થતી નદીનું પેલું સૌંદર્ય ? ઝાડ ઉપરથી ધરામાં ભૂસકા મારવાનો એ આનંદ ? એ તો ગયાં તે ગયાં જ. ઉપયોગિતાનાં આદરમાન થાય ત્યાં સૌંદર્યની અવગણના ઓછીવત્તીયે થવાની જ. પટની વચ્ચે એક કાળો પથ્થર છે, બરાબર તકિયા જેવો. આટલે વર્ષે પાછો એને અઢેલીને ઘડીક બેસું છું. નદીમાં થઈને ગાડાં પસાર થાય છે. પૈડાં નીચે પિલાતી રેતીનો પરિચિત અવાજ સંભળાય છે; માત્ર પેલો પાણીનો છલબલાટ નથી, દેડકીઓનું ડ્રાંઉં ડ્રાંઉં નથી; ઉપવાસ કોતરમાંથી પાણી પીવા માટે શિયાળવાં નીકળતાં તે દેખાતાં નથી. ઉપરવાસ સ્મશાનમાં હાડકાં માટે ઝઘડતા ઝરખના છીંકોટા સંભળાતા તે હવે સંભળાતા હશે કોઈ વાર ?

ગામથી વૈજનાથ મહાદેવનું દેરું હશે તો અર્ધો ગાઉ દૂર, પણ વચ્ચેનું

જંગલ એની દૂરતા વધારતું. હવે તો ગામને ઝાંપેથી દેરાનું શિખર ને ઊડતી ભગવી ધજા સ્પષ્ટ દેખાય છે. વૃક્ષોની આડશ દૂર થઈ છે ને તે સાથે ભયનો, ગૂઢતાનો રોમાંચ પણ નષ્ટ થયો છે. મહાદેવ પણ 'સુધરી' ગયા છે; આજુબાજુ બાવાએ સુધરેલી દુનિયાનાં ફૂલઝાડ ઉગાડ્યાં છે. સ્મશાનમાં ક્રીડા કરતા ને ચિતાભસ્માલેપથી શોભતા હર હવે તો અહીં આરસની ફરસબંધીવાળા નિવાસસ્થાનમાં વસે છે; અકળાતા હશે ખરા કોઈ વાર ?! અહીંથી નજર કરો એટલે જૂનું રાજગઢ ને મંગલેશ્વર મહાદેવનું મંદિરનું ખંડેર દેખાય. એક વાર અહીંના જંગલમાં રાતે ફાલુડીનું રુદન સંભળાતું; દિવસે જાળામાં આરામ કરતાં શિયાળવાં જોવા મળતાં, શાહુડીનાં પીંછાં વેરાયેલાં દેખાતાં, રાની બિલાડા ફરતા. આજની પેઢીને તો એની વાત પણ પરીકથા જેવી જોડી કાઢેલી લાગે છે. ફળિયામાં રાતે એકાએક કૂતરાં ટપ્ ટપ્ પગલાં પાડતાં ઝાંપા સુધી જાય ને ભસવા માંડે. દાદા વહેલી સવારે ઊઠી શૌચ માટે પસાયતામાં થઈ જંગલમાં જાય ત્યારે ભાળ કાઢી લાવે કે રાતે થાણા પાછળના રસ્તેથી વાઘ નદી ભણી પાણી પીવા ગયેલો, એનાં મોટાં પગલાં ધૂળમાં પડેલાં, કૂતરાં એટલે જ ભસતાં હતાં. હવે તો વાઘ માત્ર છોકરાં બિવરાવવા માટેનું કલ્પનાનું પ્રાણી જ રહ્યું છે. અમે નાના હતા ત્યારે બે ગાડાં ઉપર પાંજરાં ચડાવી બે ચિત્તા થાણામાં પકડી આણેલા. અમે હોંશે હોંશે જોવા ગયેલા. જાનવર ઘુરકિયાં કરતાં ને પકડનાર શિકારી મહમ્મદ હુસેન કમાલન પાંજરાને લાત મારી ગૌરવથી 'સાલા કુત્તા' કહેતો હસતો. એ ચિત્તા પછી દેવગઢબારિયે મોકલાવેલા ને રાજાએ એમના કોઈ રાજવી સંબંધીને ભેટ મોકલી આપેલા. આવી વાત હું કરું છું તો સાંભળનારને કશો રસ પડતો નથી. લોકો ચૂંટણીની, લાઇસન્સ-પરમિટની, ડીઝલ ઑઇલની, લેવીની ને મોંઘવારીની વાતો કરે-સાંભળે છે.

ઘોઘંબા ગામમાં મારા કાકાના ઘરની સામે બસ ઊભી રહે છે. ગિરજાશંકર પંડ્યાના પેલા અંધારા ઘરમાં બિરાજતાં રણછોડજી ને લક્ષ્મીજી હવે ગામ વચ્ચે રહેવા આવી ગયાં છે. એમને માટે વસવાટની સરસ વ્યવસ્થા થઈ છે. આંગણામાં મોટરના પ્રવાસીઓની મંડળીની જાતભાતની વાતો સાંભળવાનું, હોટેલના થાળીવાજાનાં ગાણાં સાંભળવાનું, સુધરેલી દુનિયાના કોલાહલ વચ્ચે જીવવાનું એમને ફાવતું હશે ?! અહીં ખાસ્સું બજાર જામી ગયું છે. માથામાં નાખવાનું ધુપેલ કે ધોવાનો સોડા મગાવવા માટે અમે છગુ ટપાલીને શીશો ને ઝોળી આપતાં; અહીં તો હવે રંગબેરંગી તેલની બાટલીઓ દુકાનમાં શોભે છે; જુવાનો સુગંધીદાર તેલ નાખી પટિયાં પાડી હોટેલના બાંકડે પાન ચાવતા બેઠા છે. નદીમાંથી લીસો સપાટ પથ્થર શોધી તેને કપડાં ઉપર અમે ઘસીએ – એ જ

અમારો સાબુ. આજે તો અહીં માત્ર ધોવાના જ નહિ, જાતજાતના નાહવાના સાબુ પણ મળે છે — લીમડા, હમામ, રેક્સોના. અમે નાના હતા ત્યારે ભૂંગળાવાળું થાળીવાજું લઈને કોઈ બે જણા આવેલા તે જેઠાકાકાને ઓટલે સંભળાવતાં. પેટીમાં પેસીને કોણ બોલતું હશે, એ પેટીમાં શી રીતે રહી શકતું હશે એવી એવી મૂંઝવણ અમને થાય. હવે તો ગામમાં ત્રણચાર જણને ઘેર રેડિયો છે. આદિવાસીઓ દારૂ ને તમાકુ પીએ. ચામાં ના સમજે. સોડા-લેમન કે શરબત તો એમણે દેખ્યાંય ક્યાંથી હોય ! આજે તો કોઈ દેવ કે દેવીનું નામ ધરાવતી હોટલને બારણે આદિવાસીઓની મંડળી જામી છે. કોઈ ચીની માટીના પ્યાલામાં ચા પીએ છે, તો કોઈ વળી કાચના ગ્લાસમાં સોડા, લેમન કે રંગબેરંગી શરબત ગટગટાવે છે ! છેવાડે વસતાં ભંગી કુટુંબો સવારમાં તૂટેલો 'કોપ' કે વાટકો લઈ ચા લેવા આવે છે. બાજુની નાનકડી દુકાને પાન ખાનારની ઠઠ જામી છે. બધાંનાં મોં ઉપર આ 'સુધરેલા' જીવનનો રંગ ચમકે છે.

અમારા વખતમાં હજામત કરાવવાની ભારે તકલીફ. પાલ્લી ગામમાં મૂળજી ગાંયજો રહે; આસપાસનાં કેટલાંય ગામનાં કેશકર્તનની કામગીરી એ એકલો જ કરે. લગ્ન વખતે મશાલ ધરવાનું પણ એનું જ કામ. ક્યારેક ગોઠમાં આવી ચડે એટલે અમારે બધાંને પાટ ઉપર બેસી જવાનું. મેંગેનીઝની છલૂડીમાં મૂળજી પાણી મગાવે. એની આંગળીઓ જ બ્રશ ને સાબુ. અમારો 'ચહેરો કાઢે'. આંખમાં પાણી આવી જાય, શરીરે પરસેવો વળી જાય; કપાળમાં ને બોચીમાં લોહીના ટશિયા ફૂટે. અમારું માથું જ્યારે મૂળજી રાત એના બે પગ વચ્ચે લે, ઢીંચણના ચીપિયાથી પકડી રાખે ત્યારે તો જાણે શિરચ્છેદ માટે ગરદન ઝુકાવી છે એમ લાગે ! શરીરની ને ધોતિયાની વાસથી માથું ફાટે. મૂળજીને બાર મહિને મણ દાણા ને અડધો રૂપિયો આપવાનાં. એના વારસદારો આજે ઘોઘંબા ગામમાં 'હેર કટિંગ સલૂન' ચલાવે છે ! લોકો ખુરશી ઉપર બેસી નિરાંતે વાળ કપાવે છે. હજામ માથા પર પાણીનો ફુવારો છોડે છે, આધુનિક અસ્ત્રાથી આધુનિક ફેશનના વાળ કાપે છે, બોચી ઉપર પાઉડર છાંટી આપે છે. ઘરાક ફટ દેત્તોકને સિક્કા કાઢી ચાર્જ ચૂકવે છે.

ઉનાળામાં પહેરવા માટે અમારે 'ઝીણિયાં' (ઝીણા કાપડનાં ખમીસ) સિવડાવવાનાં હોય. પાલ્લીના શંકર દરજીના દીકરા મોહનને બોલાવ્યો હોય. ગજકાતર લઈ, કપાળમાં સ્વામિનારાયણી મોટા ચાંલ્લાવાળો મોહન આવે, બા પોટલામાંથી છેડાગાંઠણાં (લગ્ન વખતે વરકન્યાના છેડા ગાંઠવા માટેનું સફેદ કપડું જે ગોરને લેવાનું હોય) કાઢે છે, દરજી વેતરે છે. અમે 'ટેનિસ કૉલર' રાખવાનું કહીએ છીએ. કપડાં આવે ત્યારે કાં તો મોટાં પડે કે પછી નાનાં પડે. કૉલર ખિસ્સા

ઉપર લટકતા હોય કે પછી કોકનું વળીને ગળે વળગતા હોય ! અમે બા આગળ અણગમો પ્રગટ કરીએ. બા મોહનને ઠપકો આપે, મોહન સાંભળી રહે. એને સાંભળી રહ્યા વગર છૂટકો નહિ ને અમારે પેલાં 'ઝીણિયાં' પહેર્યા વગર છૂટકો નહિ. કોઈ વાર એનો કલાકાર આત્મા વધારે દુભાય ત્યારે બબડે : 'તમે તો મારો દેશડંકો વગાડ્યો !' મફતનું કાપડ ને અઢીત્રણ આના સિલાઈના. આજે હું જોઉં છું તો ઘોઘંબામાં 'ફેન્સી' સિલાઈની દુકાનો લાગી ગઈ છે. જેમ હજામ તેમ દરજી હવે ઘેર આવતા નથી. આદિવાસીઓની એક મંડળી કપડાં સિવડાવવા આવી છે. દુકાન બહાર ઝાડ નીચે બેઠાં બેઠાં તેઓ તમાકુ પીએ છે. સિલાઈના ભાવ વધ્યા છે; ઓટલે સંચો રાખીને સીવવા માટે દરજીએ મકાનમાલિકને મહિને ત્રીસ રૂપિયાનું ભાડું ભરવાનું હોય છે !

થાણું, નિશાળ, દવાખાનું હવે ઘોઘંબામાં આવી ગયાં છે. દેશી રાજ્ય ગયું; ગુજરાત સરકારના અમલદારો પાટલૂન-બુશકોટમાં ફરે છે, જીપો દોડાવે છે. આગળ તો ભવાનીશંકર દાક્તરને ત્યાં ને પછી અમારે ત્યાં સાપ્તાહિક 'પ્રજાબંધુ' આવે. જેઠાકાકાના મોટા દીકરા ચન્દ્રકાન્ત પાઠક મુંબઈમાં 'જન્મભૂમિ'ના તંત્રીવિભાગમાં કામ કરે એટલે એમને ત્યાં 'જન્મભૂમિ' આવે. હવે તો અહીં અનેક છાપાં આવે છે, રેડિયો સમાચાર સંભળાવે છે, લોકો અલકમલકની પરિસ્થિતિની વાતો કરે છે. હું મોટા ભાઈના નવા મકાન 'રામનિવાસ'માં બેઠો છું. કોઈ આવે છે તેને તેઓ ઓળખાણ આપે છે : 'આ મારો નાનો ભાઈ જયંતી, જયન્ત પાઠક; કવિ છે, પ્રોફેસર છે.' આવનાર 'એમ !' એવો ઉદ્ગાર કાઢી જરા, જરાક જ મારી સામે જોઈ લે છે, ને પછી સ્થાનિક પરિસ્થિતિની વાતોમાં ડૂબી જાય છે. સરકાર હવે છેક રસોડા સુધી આવી ગઈ છે ઘરનો સ્ત્રીવર્ગ પણ રેશન, કંટ્રોલ ને મોંઘવારીની વાતો કરે છે.

મન મૂંઝાય છે, ઉદાસ થઈ ગયું છે. કોઈ અજાણ્યા મુલકમાં આવી પડ્યો હોઉં એમ લાગે છે, ગોઠતું નથી. મારું માટીનું ખોરડું, મારી સલિલસભર નદી – મારો વગડો – બધું ગયું. હા, હજી ડુંગરા એવા ને એવા જ ઊભા છે; એ મોરડિયો, કાનપુરિયો ને ધેજગઢિયો વહેતા કાલપ્રવાહની વચ્ચે અડીખમ, નિર્વિકાર, સ્થિતપ્રજ્ઞની જેમ ઊભા છે. ભૂતકાળ ભૂંસાઈ ગયો છે. ભૂંસાઈ રહ્યો છે; એ કંઈક સચવાયો છે આ ડુંગરાઓની વજ્રમુઠ્ઠીમાં ને કંઈક મારા મનમાં. વ્યગ્રતાથી છૂટવા હું સાંજે ઘેરથી નીકળું છું. કોતર ઉપર થઈને ગોઠમાં પ્રવેશું છું – એ કોતર જ્યાંથી જતાં રાની બિલાડાની ને ભૂતની બીકથી ધબકારા વધી જતા. ઉઘાડા ચોતરા વચ્ચે હજી પેલા તડકેશ્વર મહાદેવ બેઠા બેઠા તપ તપે છે. સંહારના સ્વામી સંહારલીલાને નિશ્ચલતાથી, નિર્મમ નેત્રે નિહાળી રહ્યા છે. ચોતરો દિવસે દિવસે નાનો થતો જાય

છે, માત્ર એની ઉપર ચડનાર ને એની નીચે રમનાર કોઈ નથી. ફળિયામાંથી હું પસાર થાઉં છું; મને જોનાર ત્યાં કોઈ નથી. કૂતરુંય નથી કે મને અજાણ્યો ગણીને ભસે ! થાણા પાછળની લટિયાં તળાવડી જોઈ આવું છું. મારાં ક્યારડાં જોઉં છું. દાદાનું ખેતર જોઉં છું. મારી અને એમની વચ્ચેનું અંતર વધી ગયેલું જણાય છે. વહાલ ઊપડે છે, પણ જાણે સામેથી એવો પ્રતિભાવ જાગતો નથી. રહ્યાંસહ્યાં ઝાડવાંને પૂછું છું : 'ઓળખો છો ?' જવાબમાં જાણે માથું ધુણાવી કહે છે : 'ના, ના'. આ ભૂમિ પૂરતો જાણે હવે હું કોઈ જીવતો માનવી નથી, પ્રેત છું, વાસનાદેહે વિચરું છું. આ શીળી ધૂળમાં પડેલી મારી હજારો પગલીઓને વર્તમાનના વાયુએ ભૂંસી નાખી છે. આ પરિચિત આંબો, કૂવો, વાડ, તળાવડી – બધાંને ઊલટથી મારું નામ કહી ઓળખાણ આપવાનું મન થાય છે, પણ ઘા જેવો પ્રત્યુત્તર સાંભળવાની હિંમત નથી તેની મૂંગો રહું છું.

પાટ ઉપર બેઠો છું. ગામમાંથી મોતીભાઈ આવે છે. મોં ઉપર વૃદ્ધત્વના ઓળા ઊતર્યા છે પણ ઉત્સાહની ઝલક ઝાંખી પડી નથી. કહે છે : 'ઘણે વર્ષે આવ્યા જયંતીભાઈ (મારું નાનપણનું નામ બચુભાઈ' વીસરાઈ ગયું છે). ગામની રોનક બદલાઈ ગઈ; સમયની બલિહારી છે. જુઓને, જ્યાં ધોલે દહાડે જતાં બીક લાગે ત્યાં હવે ખબખબાટ વસ્તી થઈ ગઈ છે, જમીન ખેડાઈ ગઈ છે ને ઘોઘંબું તો હવે શહેર જ જોઈ લો, કોઈ વાતની કમી નથી. બજાર થયું છે, મોટરો આવે છે. શહેરમાંથી શાકભાઈ ઊતરે છે. ભલું હશે તો બેચાર વર્ષમાં વીજળીયે આવશે. ગામનો ઉદય લખાયો હોય તે મિથ્યા થાય કે ? 'કેમ, હવે તમારા જેવા શહેરમાંથી આવે એમને ગમે એવું થયું છે ને ?' હું શો જવાબ આપું ? એમના મોં પરની આશાઉત્સાહની ઝલક ઝાંખી કરવાનું પાપ શા માટે કરું ? થાય છે કે બીજા કોઈ ગામની આવી પ્રગતિ જોઈને મને આનંદ ન થાત ? પણ આને 'બીજું ગામ', પારકું ગામ ગણવાનું તાટસ્થ્ય ક્યાંથી લાવવું ? મારે તો મારું ગામ જોવું હતું, ભૂતકાળનું મારું ગામ હતું તેવું જ જોવું હતું. પણ એમ આપણું ભૂતકાળનું મમત્વ કાંઈ કાળને કાળજે જકડી રાખી શકે કે ? જે ગયું તે તો ગયું જ. એનો રંજ ન કરવાનું ગીતાજ્ઞાન તો થાય ત્યારે; હમણાં તો મન એ ભૂતમાં જ રમમાણ રહે છે. એક આખું જગત મારા ચિત્તમાં બરાબર વસી ગયું છે. વર્તમાનના સંદર્ભમાં હું આ ભૂમિનો નથી, તો હૃદયથી આ ભૂમિથી કદી છૂટો પણ પડવાનો નથી. આમ 'છે' અને 'નથી', 'છું' અને 'નથી'ની વિચિત્ર લાગણી થાય છે. થાય છે કે સવારે જ અહીંથી નીકળી જાઉં : વધારે રહેવાથી રખેને ચિત્તમાં અંકાયેલું પેલું ચિત્ર ચેરાઈ જાય !

સવારે મોટરમાં વિદાય થાઉં છું. ઊંચાનીચા રસ્તા ઉપર આંચકા આપતી

મોટર એકધારો અવાજ કરતી ચાલી જાય છે. વધતા જતા અંતર સાથે હું ચિત્તમાં ઊગેલા મારા વનાંચલમાં વધુ ને વધુ ઊંડે પ્રવેશતો જાઉં છું, નાની નાની કેડીઓ જેવી કાવ્યપંક્તિઓ મનમાં ઊઘડી રહે છે :

અહીં હું જન્મ્યો'તો વનની વચમાં તે વન નથી;
નથી એ માટીનું ઘર, નિજ લહ્યાં તે જન નથી;
અજાણ્યાં તાકી રૂહે વદન મુજને સૌ સદનમાં,
વળું પાછો મારે વનઘર હું : મારા જ મનમાં.





# અભ્યાસલેખ

# ૧

## નષ્ટનીડ થયેલા વનાંચલની લોહીદૂઝતી સ્મૃતિકથા

– ડૉ. રમેશ એમ. ત્રિવેદી

કાકાસાહેબ કાલેલકરની 'સ્મરણયાત્રા' પછી અર્વાચીન ગુજરાતી સાહિત્યમાં એના કર્તાઓની નિર્ભાર ગદ્યશૈલીને કારણે મને કવિ જયન્ત પાઠક કૃત 'વનાંચલ' તથા કવિ ચંદ્રકાન્ત શેઠની 'ધૂળમાંની પગલીઓ' વિશેષ ગમે છે. એ સ્મૃતિકથાઓના નાયકોના શૈશવ અને કિશોર વયનો વિસ્મયલોક મનને સાત્ત્વિક, રોમાંચક આનંદ પૂરો પાડે છે.

ગુજરાતના પંચમહાલ જિલ્લાના પૂર્વ ભાગે આવેલા એ વનાંચલનો આપણે પરિચય કરીએ. નકરી કુદરતથી વીંટળાઈને વસતી-જીવતી કોળી, ધારાળા, બારૈયા, આદિવાસીઓની વસતિવાળું ટેકરી પર નાનકડું ગોઠ ગામ વાર્તાનાયકનો સ્વપ્નલોક છે. 'પથ્થર વચ્ચે પાણી લઈને વહેતી સમણા જેવી' કરડ નદી – એનાં ખળખળ વહેતાં જળ અને એના કિનારાનાં રેતી અને ધૂળ; મોરડિયો અને ધેજગઢિયો જેવા ડુંગર અને તેના ઉપર અંકાયેલી સર્પાકાર કેડીઓ; વનભૂમિ એટલે રાની પશુઓની હાજરીનો અહેસાસ કરાવતું તેમજ એ શિશુ વયમાં ભય અને રોમાંચથી મનને ભરી દેતું જંગલ; લાંબે સુધી પથરાયેલાં ખુલ્લાં ખેતરો અને કોતરો; મોંઘામૂલી વનસંપદા ધરાવતાં લહેરાઈ ઊઠતાં લીલાંછમ વૃક્ષો; 'વનપરીના નાનકડા ખોબા જેવી' તલાવડી અને એમાં ધુબાકા મારતાં નાગાંપૂગાં છોકરાંઓનો કલધ્વનિ; વન્ય સુગંધને લઈને 'ડોલતો વાયુ વાય'ની થતી અનુભૂતિ; કાળઝાળ ઉનાળાનો તાપ અને ધોધમાર ઝડીઓ વરસાવતો વરસાદ; આંખને ભરી દેતું તારાભર્યું કે પછી કાળુંડીબાણ આકાશ; છાયા-પ્રકાશની લીલા ખેલતા અંધકાર અને ઉજાસનાં દૃશ્યો – આ સૌ ચિત્રોની સ્મૃતિ વ્યક્તિમાં ગમે તે વયે તાજી થઈ મધુર સંવેદનો જગવી જાય એમાં શી નવાઈ ! લેખકને આજે એ સંવેદનો મિશ્ર અનુભવ કરાવે છે કારણ કે હવે એ ભૂતકાળ બનીને જ રહી ગયાં છે.

ગોઠ ગામનો ઉપર્યુક્ત સમગ્ર પરિવેશ લેખકના જન્મસમયનાં જ કવચ-કુંડળ છે. તે કહે છે :

**'અહીં હું જન્મ્યો'તો વનની વચમાં તે વન નથી,**
**નથી એ માટીનું ઘર, નિજ લહ્યાં તે જન નથી;**

અજાણ્યાં તાકી રહે વદન મુજને સૌ સદનમાં.

વળું પાછો મારે વનઘર હું : મારા જ મનમાં.'

સંસ્કૃતિએ, સુધારાએ એ કવચકુંડળ ઊતરડી લઈ આટલા વર્ષે વિખૂટો પાડી દીધો છે. પિતાજીના અવસાન પછી લેખક વધુ અભ્યાસ માટે વતન છોડે છે, શહેરમાં જાય છે – કાલોલ, વડોદરા, સૂરત...ત્યારે જ વતનથી વિખૂટા પડ્યાનું દર્દ તેઓ કહે છે તેમ 'જાણે જીવતી ચામડી ઊતરડાતી હોય' એવો વેદનાસિક્ત અનુભવ કરાવે છે. ઉચ્ચ શિક્ષણ મેળવી અધ્યયન-અધ્યાપન અર્થે નગરમાં વસવાટ કર્યો પણ સ્વચ્છ રસ્તાઓ, ડામરના રસ્તાઓ પરથી પસાર થતાં 'મને સાંભરે મારા ઘરની કોઢ...' આ સંવેદન તીવ્રપણે ઉત્પીડક અને વિષાદપ્રેરક બનાવે છે. તેમણે પોતે સ્વપરિચય આ રીતે કરાવ્યો છે :

**'પ્હાડોનાં હાડ મારા પિંડમાં, ને**

**નાડીમાં નાનેરી નદીઓનાં નીર**

**છાતીમાં બુલબુલનો માળો, ને**

**આંગળીમાં આદિવાસીનું તીણું તીર**

**રોમ મારાં ફરકે છે ઘાસમાં...'**

સમયવનની એ ભીની ક્ષણોમાંથી પસાર થતાં કવિ બોલી ઊઠે છે કે –

**'હવે સંકેલાતું સકલ મુજ અસ્તિત્વમાં મનમાં :**

**હું અર્ધો જીવું છું સ્મરણ મહીં, અર્ધો સ્વપનમાં.'**

નગરજીવનની સુખસુવિધાભરી જિંદગીની રફતારમાં કળી ન શકાય એવો અજંપો લઈ કવિ આખી રાત આળોટે છે અને 'વસ્તર નીચે અસ્તર જેવું દુઃખ દબાવી' જીવવાનો મરણિયો છતાં નિષ્ફળ પ્રયત્ન કરે છે.

* * *

કવિ જયન્ત પાઠક (૧૯૨૦-૨૦૦૩) અનુગાંધીયુગના ગણનાપાત્ર સર્જક છે. તેઓ કવિ, લલિત, ગદ્યલેખક, વિવેચક, અધ્યાપક છે. ગુજરાતના દક્ષિણાપથની ઉશનસ્-જયન્ત પાઠકની કવિબેલડી ગાંધીયુગ અને નવીનતર કવિઓની કવિતાઓ વચ્ચે સેતુરૂપ રહી છે. ૧૯૬૭માં પ્રગટ થયેલું 'વનાંચલ' જયન્તભાઈના નિજીપણાનો સંતર્પક પરિચય આપે છે. શહેરની સભ્યતા વચ્ચેય તે બોલી ઊઠે છે :

**'આનંદ છે : સંસ્કારથી હું ધન્ય,**

**આનંદ છે : થોડો રહ્યો છું વન્ય !'**

વન, વતન, વનાંચલ એમની નસેનસમાં નર્તન કરતું પ્રત્યક્ષ થાય છે. વતન પ્રત્યેની કવિની તીવ્ર આરત અને હિઝરાવાપણાનો અનુભવ નીચેની પંક્તિઓમાં સરસ ઝિલાયો છે :

'વતનવનની કેડીઓએ ફરી ડગલાં ભરું,
શિશુ વયની સંતાતી જ્યાં ત્યાં પરી ઢૂંઢતો ફરું.'

કવિ નખશિખ વગડાનું-પ્રકૃતિનું બાળક છે અને એમ હોવાનું તેમને સ્વાભાવિક ગૌરવ પણ છે. આ બાબતમાં કવિ ઉશનસ્ કહે છે : "સુરત શહેરના હવે સ્થાયી નાગરિક બનેલા જયન્ત 'ગોઠ-ઘોઘંબા'ના વનાંચલની સ્મૃતિઓમાં ગરક થઈ ચિત્તમાં ઊંડું શારકામ કરે છે; ને જાણે સ્મૃતિઓનો ઉત્સ લોહીલુહાણ થઈને હવે ઊડે છે. 'વનાંચલ' શાહીથી લખાયું નથી, લોહીથી લખાયેલી રચના છે; કારણ કે ગોઠ ગામનું હવે ત્યાં ઘર જ રહ્યું નથી; એમનો માળો પીંખાઈ-વીખાઈ ગયો છે. આમ નીડ નષ્ટ થયાની લોહીલુહાણ અનુભૂતિ ઉપર, કપાયેલા વનવૃક્ષ ઉપર જાણે માળો શોધતી સમડીઓ હોય તેવી સ્મૃતિઓ મંડરાયા કરે છે."

'વનાંચલ'ના કેન્દ્રમાં લેખક કે એમનો પરિવાર નથી; પરંતુ ગોઠ ગામ, તેની નદી, જંગલ, ખેતર અને આદિવાસી લોકો છે, એ રીતે જોતાં લેખકની આ સ્મૃતિકથા સમષ્ટિકથા પહેલી છે. એક આખો જનસમાજ એની સઘળી વિલક્ષણતાઓ અને મર્યાદાઓ સાથે અહીં ઉજાગર થયો છે. બાર પ્રકરણોમાં બાર પાંખડીઓવાળું સ્મૃતિસંવેદનોથી ધબકતું અને મહેકતું જાણે ગુલાબ જ જોઈ લો ! ગોઠ ગામમાં વસેલાં બ્રાહ્મણનાં આઠ ઘરમાં માટીનાં બે નાનકડાં ઘરમાં વસતું લેખકનું કુટુંબ – વૃદ્ધ દાદા, માતાપિતા અને નાનાં બાળકોથી ભર્યુંભર્યું છે. ભવાનીશંકર દાક્તરની દવા પણ પડીકીના કાગળ સાથે ગળી જતી, તો ક્યારેક દોરાધાગા, મંતરજંતર, ભૂવાજતિવગેરેમાં માનતી, અફીણની કાંકરીની બંધાણી આ સાવ ભોળી અને અજ્ઞાન જનતાનો બનેલો આદિવાસી સમાજ છે. 'દવા તો હારી, પણ આ કાગળિયાં ચાવવાનાંની ગમે' એમ કહેવામાં તેમનું નર્યું ભોળપણ અને અજ્ઞાન તેમના પ્રત્યે વહાલ અને કરુણા ઉપજાવે છે. આદિવાસી સમાજની આર્થિક-સામાજિક પરવશતા દિલનો ધબકાર ચૂકવી જાય એવી છે. જો કે અજ્ઞાન અને ગરીબીએ એમને હરાવ્યા-હઠાવ્યા નથી બલકે ધગધગતા અંગારા પર ચાલવાની શક્તિ આપી છે, એવું અવલોકન સર્વથા ઉચિત છે. પછાતપણાને લીધે એ પ્રજાની વ્યથા, પીડા, વેદના ભારોભાર છે. ભૂખમરામાં કેવળ છાશ પીને, ઝાડનો પાલો અને કંદમૂળ ખાઈને અથવા જંગલમાંથી તેતર-સસલાંનો શિકાર કરી લાવી પેટનો ખાડો પૂરતા લોકોનું કરુણાજનક ચિત્ર વેધક બન્યું છે. આમ છતાં, લેખકે યોગ્ય જ ધ્યાન દોર્યું છે કે ભૂખમરા અને બેકારીની જ વચ્ચે આખી જિંદગી-આયખું પૂરું કરતી આ પ્રજા ચોરીલૂંટમાં પડતી નથી ! આવા 'રામરાજ્ય'ની કલ્પના સુધરેલા કહેવાતા સમાજ તરફ ચોક્કસ પ્રકારની આંગળી ચીંધે છે. આ પ્રજા ઉપર વટ પાડવા અને તે માટે જોહુકમી કરતા સરકારી અમલદારોનું ચિત્ર, ભોળા લોકોની નજરે 'જમડા જેવા' કહી સચોટ રીતે ઉપસાવ્યું છે. વાઘવરુનો એકલે હાથે સામનો કરનારા અને નિર્ભયતાથી વગડો ખૂંદી વળનારા આ આદિવાસીઓ 'ખાખી

ડગલી' જુએ અને થરથર કંપે ! લેખકે મર્મોક્તિમાં કહ્યું છે કે આ બિચારાઓને અમલદારી તાપ આગળ સૂરજનો તાપ કુમળો લાગતો હશે.

દાદા જોઈતારામનું શબ્દચિત્ર લેખકે સરસ આલેખ્યું છે. મરણ અને પરણના પ્રસંગો પાર પાડી આપનાર ગોર-જજમાનવૃત્તિનો વ્યવસાય કરનાર તરીકે તેમની પ્રતિષ્ઠા હતી. એક યજમાનને ત્યાં મરણક્રિયા સંપન્ન થયા પછી 'રિવાજ' મુજબ બાળકે પહેરેલી નવીનકોર 'છેટી' ગોરદેવને ના આલું-ની હઠ લઈને બેઠેલો આઠ વર્ષનો આદિવાસી બાળક અને એ પ્રસંગમાં ગરીબીમાંથી જન્મતી લાચારીની કરુણતા સચોટ રીતે આલેખાઈ છે. લેખકનું શૈશવ અભ્યાસની સાથે સાથે આ બધાં બાળકો સાથે કોઈ પણ પ્રકારના ભેદભાવની અસમાનતા વગર પસાર થયું છે. બાળપણમાં ગિલ્લીદંડા અને ભમરડા, ગેડીદડા અને લખોટીઓની રમતો ઉપરાંત ઝાડ પર ચઢવું, નદીમાં ભુસ્કા મારવા, રેતીમાં પગ રાખી રેતી દબાવીને દહેરાં બનાવવાની રમતો પણ ભૂલ્યા નથી. વૈજનાથ મંદિરની પુરાતનતા અને તેની થતી ઉપેક્ષા માટેની માર્મિક ટીકા લસરકામાં શબ્દચિત્ર ઉપસાવી આપે છે. ખેતરમાં અને વાડીઓમાં થતા વિવિધ અનાજના પાક, ઋતુઋતુનાં ફળ, શાકભાજી વગેરેનું વર્ણન કરતી વખતે 'દાદાનું ખેતર' પણ લેખકની સ્મૃતિના કેમેરામાં બરાબર ઝડપાઈ ગયું છે. ગ્રામજીવનને નવચેતનનો સ્પર્શ આપતા અને આનંદના ગુલાલથી ભરી દેતા વ્રતો, મેળાઓ, તહેવારોની વાત કરતાં લેખકે સરસ અવલોકન કર્યું છે કે દેશી રજવાડામાં લોકોને વેઠ-ફરજિયાત મજૂરીના ભારે ત્રાસ વચ્ચે પણ મીઠા વીરડાઓ છે જે જીવનરસને ટકાવે છે. પ્રજા અતિશય ગરીબ, મરવાને વાંકે જીવતી છતાં જીવનરસથી છલકાતી અને ભરપૂર આનંદોલ્લાસથી જીવતી રહી છે એ જ એમને સાચું જીવતર બક્ષે છે. એમનો મુખ્ય તહેવાર હોળી. વળી, લગ્નપ્રસંગનું પણ ખૂબ જ મહત્ત્વ. આ બે અવસરોએ તો આખું ગામ નાચેકૂદે, ગાય, ઢોલ વગાડે, દાંડિયા રાસ રમે, ગબુલી (નાનું ઢોલ)ના તાલે આખી રાત ધરતીનું પડ ગજવી મૂકે, એ સ્મરણ લેખકને પ્રભાવિત કરી ગયું છે.

'આ ધરતી સાથે મારે આટલો ગાઢ સંબંધ હતો તે તો જે આ વિખૂટા પડતાં જ જાણ્યું' એવા દુ:ખદ ભાવ સાથે વતનવિચ્છેદ જીરવવા મથે છે. દિવસો વીતતા જાય છે. શૈશવ સરકતું જાય છે. વતન સાથેના મુગ્ધતાના તંતુ એક પછી એક તૂટતા જાય છે. જિંદગીનું આનંદપર્વ પૂરું થાય છે અને વિષાદપર્વ હવે આરંભાય છે. નવા વાસ્તવજગતમાં જ હવે શ્વાસોચ્છ્વાસ લેવાના છે તેની નક્કર પ્રતીતિ થતી જાય છે. ત્રણ દાયકા જેટલા દીર્ઘ સમય પછી લેખક એસ.ટી.માં બેસી વતનમાં જાય છે ત્યારે સાવ બદલાઈ ગયેલી, ભૂલા પડી જવાય એવી વતનની છબિ નજરોનજર જુએ છે. 'જે જંગલમાં દિવસે ચાલતાં ભય લાગતો ત્યાં ગણ્યાંગાંઠ્યાં ઝાડવાં ઊભાં છે...ક્યાં માણસને આશ્રય આપતો પેલો વનાંચલ ને ક્યાં આ માણસોને આશ્રયે, એની દયા

ઉપર જીવતાં ઝાડવાં !...રહ્યાંસહ્યાં ઝાડવાંને પૂછું છું ઓળખો છો ? જવાબમાં એ માથું ધુણાવી કહે છે : 'ના, ના.' આ ભૂમિ પૂરતો જાણે હું કોઈ જીવતો માનવી નથી. પ્રેત છું, વાસનાદેહે વિચરું છું.' લેખકનો આ વલવલાટ, તરફડાટ હૈયું વલોવી નાંખે એવો કરુણ છતાં કાવ્યમય રીતે રજૂ થયો છે.

રેલવે આવી, ડેમ બંધાયો, લંગોટીને બદલે થેપાડાં અને ઘૂઘરિયાં બટનવાળાં લાલલીલાં ખમીસ અને માથે ફાળિયાં આવ્યાં, 'છાહ'ને બદલે હવે 'ચાહ' પીવા ગામની ભાગોળે લોકો ટોળે વળી બેસવા લાગ્યા. એક કાળે જે મોટા કાળા ખડકો નદીના પટમાં હાથિયા ધરાની યાદ સાથે ઊભા હતા તે પાણી ઘટી જવાથી ડરાવતા નથી; લીલીકુંજાર વનસ્પતિથી શોભતા ડુંગરા હાડપિંજર બની ગયા છે. ઘેઘૂર ઘટાળો વડ ઊખડી ગયો છે, શિશુઅવસ્થાનું પોતાનું ઘર અદૃશ્ય થઈ ગયું છે; વતનનું ગામ ઉજ્જડ થઈ ગયું છે. અનેક પ્રશ્નો જન્મે છે, આ સુધારાનું બુલડોઝર ફરી જવાથી. 'ક્યાં છે ?...ક્યાં છે ?'ની પ્રશ્નમાળા કવિચિત્તમાં ખળભળાટ મચાવી મૂકે છે :

**'જાંબુડીના ઝાડ ઉપર લટકતો**
**લીલો લીલો મારો સૂરજ ક્યાં છે ?**

**ક્યાં છે મારું ટેકરીઓનું ગામ,**
**ગામનું ઘર, ઘરની કોઢ, કોઢમાં**
**અંધારાની કાળી ગાયને દો'તી મારી બા ?**
**ક્યાં છે...'**

મુગ્ધતાથી શરૂ થયેલી એ અતીતની કથા, 'વનાંચલ'માં—વનઘરમાં પ્રવેશતાં જ ચમત્કારિક રીતે જ ખોવાઈ ગયાનો અહેસાસ 'માણ્યું તેનું સ્મરણ' કરીને 'તે હિ નો દિવસો ગતાઃ' કહીને વિષાદભાવમાં ઢબુરાઈ જતી જોવા મળે છે.

પ્રકૃતિની રમ્ય-રુદ્ર ચિત્રણા હોય કે આદિવાસી જીવનની કારુણ્યસભર છબી હોય કે પ્રકૃતિને હવે સંસ્કૃતિની મહેરબાની પર જીવવાની નોબત આવ્યાની વાત હોય લેખક અત્યંત કલાસંયમ દાખવી ઊર્મિરૂપે શબ્દદેહ આપી વહેતી કરે છે. કલમની સાદગીનું સૌંદર્ય પણ સ્પર્શી જાય છે. આ સ્મૃતિકથાનો આરંભ વિશિષ્ટ છે, તો એનો અંત પણ વિશેષતાનો અનુભવ કરાવે છે. વિષાદનું ઝીણું ઝીણું કંદન આરંભથી અંત સુધી પ્રત્યક્ષ અનુભવાય છે. 'વનાંચલ' પછી 'તરુરાગ'માં એવું જ લલિત ગદ્ય માણવા મળે છે. ત્યાં વડ, લીમડો, આંબો, પીપળો, જીરાકોડી, વાંસ વગેરેનો વૃક્ષમેળો મળે છે; તેમ છતાં 'વનાંચલ'માં લેખકે જનપદનાં વધામણાં કર્યાં છે, તે સંતર્પકતાનો રૂડી પેરે અનુભવ કરાવે છે. અહીં સર્જનાત્મક ભાષાનો કલાત્મક વિનિયોગ થવાને કારણે કૃતિ રમણીય અને રૂપવતી બની આવી છે.

❒

અભ્યાસલેખ

૨

# 'વનાંચલ' : વ્યક્તિ અને સંસ્કૃતિ

– ડૉ. દિનેશ પંડ્યા

થોડો વગડાનો શ્વાસ મારા શ્વાસમાં,
પ્હાડોનાં હાડ મારા પિંડમાં ને
નાડીમાં નાનેરી નદીઓનાં નીર;
છાતીમાં બુલબુલનો માળો ને
આંગળીમાં આદિવાસીનું તીણું તીર;
રોમ મારાં ફરકે છે ઘાસમાં,
થોડો વગડાનો શ્વાસ મારા શ્વાસમાં.

('અંતરીક્ષ' : જયન્ત પાઠક)

ગુજરાતીમાં આપકથા કે આત્મકથાના સંદર્ભે ઘણુંબધું સાહિત્ય રચાયું છે. મોટે ભાગે આત્મકથા લખનારનું જીવન અને કાર્ય સામાજિક આદર્શો અને સાંસ્કૃતિક ચેતના માટે પ્રેરણારૂપ બને એવી અપેક્ષાએ લખનારાઓમાં મહાત્માઓ, રાજપુરુષો, વિવિધ ક્ષેત્રના નેતાઓ જેવાઓનાં ચરિત્રો તેમની પોતાની જ કલમે આલેખાય છે. આમ તો આત્મકથાનો પ્રકાર પણ પશ્ચિમમાંથી જ આપણે ત્યાં વહી આવ્યો છે. એના આદર્શો અંગે પણ મોટા ભાગની સ્પષ્ટતાઓ આપણને પાશ્ચાત્ય આત્મકથાઓએ આપી છે. એના આધારે ભારતમાં અને ગુજરાતમાં પણ નોંધપાત્ર આત્મકથાઓ લખાઈ છે.

આ સર્વની સમાંતરે એવા કેટલાક સર્જકોએ પણ આત્મકથાઓ લખી છે કે જેઓ લલિત સાહિત્યના ક્ષેત્રે જે તે યુગમાં ગણનાપાત્ર કાર્ય કરી ચૂક્યા હોય અને જીવનમાં પણ તેમનું પોતાનું મૌલિક કર્તૃત્વ પોતાની રીતે નોંધપાત્ર બન્યું હોય. કેટલાક સર્જકોએ સામાજિક કે રાજકીય ક્ષેત્રે પણ કામગીરી બજાવી હોય અને સાહિત્ય ઉપરાંત અન્ય ક્ષેત્રે સેવાઓના અનુસંધાનમાં આત્મકથા લખી હોય, એવાં દૃષ્ટાંતો પણ છે.

આ સર્વ પ્રકારની આત્મકથાઓની વચ્ચે સંસ્મરણાત્મક કથાઓનું એક વિશિષ્ટ પ્રકારનું આલેખન પણ વિકાસ સાધી શક્યું છે. ગુજરાતી સાહિત્યમાં શૈશવકાળનાં સંસ્મરણો લખનાર કાકાસાહેબ કાલલેકર તો સર્જક ઉપરાંત ગાંધીપ્રેરિત સમાજસેવાનાં

કાર્યોમાં પણ સંકળાયેલા હતા. તે પછી ઠીક ઠીક સમયગાળે આલેખાયેલાં સુરેશ જોષીનાં સ્મરણોની ભૂમિકા જુદી હતી, કારણ કે સુરેશ જોષી સાહિત્ય અને શિક્ષણ સિવાય બીજાં ક્ષેત્રોમાં સમય ફાળવી શક્યા ન હતા. જરા જુદી રીતે કહીએ તો સાહિત્ય અને શિક્ષણનાં ક્ષેત્રોએ તેમને બીજાં ક્ષેત્રો માટે સમય ફાળવવા દીધો ન હતો. કાલેલકર અને સુરેશ જોષી વચ્ચે – સાહિત્યિક વિભાવનાથી માંડીને છેક નિરૂપણકૌશલ સુધીની ભિન્નતા માલૂમ પડે છે. એમ છતાં પ્રકૃતિ સાથે સાહિત્યિક રીતે સંકળાયેલા સર્જકો તરીકે બંનેનું સાથે સ્મરણ કરવું પડે એટલું સામ્ય તો છે જ. સુરેશ જોષીએ પોતાનાં સંસ્મરણોને પ્રકીર્ણરૂપે આલેખ્યાં છે. એ અર્થમાં ‘સ્મરણયાત્રા’માં છે એ પ્રકારનું વિષયસાતત્ય સુરેશ જોષીમાં જોવા મળતું નથી.

સુરેશ જોષીને ચીલે ચાલીને સંસ્મરણાત્મક નિરૂપણ કરનાર સર્જક તરીકે જયન્ત પાઠકનું નામ પણ મોખરાનું ગણાય. અલબત્ત, સુરેશ જોષી અને જયન્ત પાઠકમાં મોટો ભેદ એ છે કે સુરેશ જોષીનાં સંસ્મરણોમાં ગામડું અને ગામડાની પ્રકૃતિ એક આધુનિક લેખકના મોભાદાર પ્રતિનિધિ તરીકે પ્રગટ થાય છે, જ્યારે જયન્ત પાઠકના વન્ય સંસ્કૃતિના આદિમ આવેગોને યથાતથ જાળવીને લખે છે. આ અર્થમાં ‘વનાંચલ’ ગામડાને અને વનજીવનને પી અને પચાવી ગયેલા સર્જકનાં સંસ્મરણો બને છે. ‘વનાંચલ’ શીર્ષકથી જ લેખકે આત્મસાત્ કરેલા વનજીવનની પ્રતીતિ મળે છે.

જયન્ત પાઠકના જીવન વિશેની કેટલીક સંપૂરક સામગ્રી ‘વનાંચલ’નાં સંસ્મરણોમાં મળી આવે છે. અહીં લેખકના બાલ્ય-કાળનો સંદર્ભ છે. એની સાથે સાથે જ છેક પ્રૌઢાવસ્થા સુધી નગર સંસ્કૃતિ વચ્ચે પણ અંતરમનમાં વિલસી રહેલી વનસંસ્કૃતિનો વિકાસ એમાં પ્રતીત થાય છે. ગામ વતન અને વન જ્યાં સંયોજિત થયાં છે, એવી વ્યક્તિ અને કૃતિનો સમન્વય ‘વનાંચલ’માં થાય છે. ‘વનાંચલ’ અલબત્ત શૈશવકાળનાં સંસ્મરણોનું સર્જન છે, એની સાથે સાથે જ એક સર્જકની સંવેદનશીલતાનો, એના આલેખનમાં લાક્ષણિક સ્પર્શ પણ અનુભવાય છે. લેખકે આત્મકથા, આપકથા કે સ્મરણકથાનું સ્વરૂપ જાળવવાની પરંપરા પણ તોડી નાંખી છે. ‘વનાંચલ’ના આરંભમાં દર્શકે નોંધ્યું છે એમ માતાપિતા કે કુળખાનદાનની વાત નથી – ‘વનાંચલ’ના આરંભે તો લેખકે પોતાની આસપાસની પ્રજા અને એની સંસ્કૃતિનો પરિચય કરાવ્યો છે.

**‘પૂર્વ પંચમહાલના વનાંચલનો એક વિસ્તાર વિલીનીકરણ પહેલાં દેવગઢ બારિયાના દેશી રાજ્યની હકૂમત હેઠળ હતો. અહીંના રાજા પાવાગઢના પતાઈ રાવળના વંશજો ગણાતા. રાજ્યના સાત મહાલમાંનો એક રાજગઢ મહાલ, મહાલનાં ૮૩ ગામ. વસ્તી મોટે ભાગે કોળી, ધારાળા, બારૈયા ને આદિવાસીની. આદિવાસીમાં મુખ્ય બે જાતિઓ : નાયકા અને રાઠવા. નાયકા શરીરે કાળા, કેડે એક કોહદુ**

(ચીંધ... .. સાંકડી પટ્ટી, લંગોટી) પહેરનારા, હાથમાં તીરકામઠું ને સાથમાં કૂતરા રાખનારા. પૂર્વની ટેકરીઓ ઉપર એમનાં એકબીજાથી દૂર ઝૂંપડાં. રાઠવાઓ શરીરે નાયકાઓ કરતાં ઊજળા, સુડોળ ને દેખાવડા મુખવાળા. કેડે થેપાડું (જાડું ધોતિયું) વીંટે, માથે ફાળિયું ને શરીરે ટૂંકું ઝૂલડું (ખમીસ) પહેરે. રાઠોડ રાજપૂતોની કોઈ ટોળી અટૂલી પડી જઈને કે પરાસ્ત થઈને આદિવાસીઓમાં ભળી ગઈ હશે ? તેઓ પોતાને નાયકા કરતાં ઊંચા કુળના માને.' (પૃ.૧૩)

પૂર્વ પંચમહાલની પ્રજા અને એ જ વિસ્તારની પ્રકૃતિ વચ્ચે જીવતા બ્રાહ્મણ કુટુંબની કથા – એ જયન્ત પાઠકની આત્મકથા કહેવાય. પણ દાદા જોઈતારામથી દીકરા જયન્ત પાઠક સુધીના સહુ પેલા આદિવાસીઓ વચ્ચે જ વિકસ્યા છે અને વિલસ્યા છે. દાદા તો વળી આદિવાસીઓના ગોર, એટલે યોગક્ષેમનું વહન કરનાર, ઈશ્વરના પ્રતિનિધિ. આ અર્થમાં 'વનાંચલ'માં ગોર-યજમાનના સંબંધોનું પણ આલેખન થયું છે. એમાં ક્યારેક આદિવાસી બાળક પાસેથી ઉત્તરક્રિયા કરાવ્યા બાદ છેટી છોડાવી નાંખવાની, પહેલી નજરે આઘાતજનક લાગતી પરિસ્થિતિ પણ છે, અને 'એ તો ખરસાણીની જાત એમને ન દઝાય' જેવાં મૂલ્યાંકનો (!) પણ છે જ.

'વનાંચલ' જેવી ગદ્યકૃતિમાં પણ જયન્ત પાઠક પ્રકૃતિ સાથે કવિને નાતે જોડાયેલા રહ્યા છે. 'વનાંચલ'ના બીજા જ પરિચ્છેદમાં કરડ અને મોરડિયા ડુંગરની સાથે જોડાતી પ્રકૃતિનું વર્ણન કરતાં તેઓ લખે છે :

**'પાસે જ નાનકડા ગોઠ ગામને ઘસાઈને વહી જાય છે એક નાની નદી કરડ, બારે માસ પાણીથી ભરપૂર. એ નદીને સામે કાંઠે ઉત્તર દિશામાં એક ડુંગરો નામે મોરડિયો, ઘાટીલો ને ગૌર, મુગ્ધાના સ્તન જેવો. એની ઉપર અસ્ફુટ ભાવોના આછા રોમાંચ જેવા સાગના સોટા, આ રાજ્યનું સોનું, વનનું મહામૂલું ધન.'** (પૃ. ૧૪)

'વનાંચલ'નાં પ્રકૃતિવર્ણનોમાં કવિનો તરુરાગ પણ અનેક જગ્યાએ જોવા મળે છે. 'વનાંચલ'માં દલસુખરામ અને ગણપતરામના આંગણાનું કાશીબોરનું વૃક્ષ હોય કે પછી વાડાની આંબલીનું વૃક્ષ હોય, ધરાના કાંઠાનાં કણઝીનાં વૃક્ષ હોય કે પછી લટિયા તલાવડીની આજુબાજુ ઝૂકેલાં અનેક વૃક્ષ હોય – સર્વત્ર લેખકનો તરુરાગ એક યા બીજી રીતે પ્રકાશિત થતો રહે છે. કરડ નદી, હાથિયો ધરો, નદીની ભેખડો, આસપાસનાં ઢોળાવો, વૃક્ષો, પંખીઓ – એમ વિવિધ રીતે જયન્ત પાઠકે પ્રકૃતિને યથાસ્થાને સ્મરી છે, અને પોતાની તથા અન્યની – માનવપ્રકૃતિ (સ્વભાવઃ સાથે સુસંગત એવી અભિવ્યક્તિ પણ કરી છે. આ જ પ્રકૃતિ સાથેના કડવાં સ્મરણોને પણ તેમણે તો મીઠાશથી જ આલેખ્યાં છે. જેમકે તરવાની શરૂઆત વખતે શિખાઉ અવસ્થામાં એક વાર નદીમાં ગળચિયાં ખાવાનો પ્રસંગ આવેલો ત્યારે બીજું કંઈ

હાથમાં ન આવતાં બહેને ચોટલી ઝાલીને બહાર ખેંચી કાઢેલા અને બચાવેલા એનું સ્મરણ કરતાં લેખકે કહ્યું છે :

> **'ચોટલી રાખવાથી થયેલો એ જીવનલાભ કદી ભુલાશે નહીં. પાછળથી અંગ્રેજી નિશાળે ભણતાં સિકંદરનો પાઠ ભજવવા માટે એ ચોટલીને મેં આખરી વિદાય આપી ત્યારે જે તંતુઓ મારો જીવનતંતુ લંબાવવામાં નિમિત્ત બનેલાં તેમને હું ઘડીભર કૃતજ્ઞતાપૂર્વક જોઈ રહેલો એવું સાંભરે છે.'** (પૃ. ૧૭)

પૂર્વ પંચમહાલના તદ્દન નાનકડા ગામડાની પ્રકૃતિમાં તરબતર બનેલો આ જીવ ઘણી વાર તો આસપાસની પ્રાપ્ય પ્રકૃતિ દ્વારા પોતાના જીવનું અનુસંધાન પ્રકૃતિની વ્યાપક પરિસ્થિતિઓ સાથે કાવ્યાત્મક રીતે સાંકળે છે. હાથિયા ધરાને સમુંદર સાથે સરખાવતાં અને સમુદ્રની સાચી પરિસ્થિતિનો પાછળથી ખ્યાલ આવતાં લેખક નોંધે છે :

> **'શિશુકલ્પનાના સમુદ્ર આગળ ભૂગોળના સાત સાગરો તે શી વિસાતમાં ! આજેય એ ઘુઘવાટા સાંભળી શકું છું ને મનોમન એમાં ઝંપલાવી પણ દઉં છું.'** (પૃ. ૧૯)

'વનાંચલ'ના ગદ્યસર્જનમાં કવિહૃદયની વિશાળતા માત્ર નદીને સમુદ્ર કલ્પવા પૂરતી મર્યાદિત નથી. એ હૃદયમાં એક આખો માનવમહેરામણ પણ ઊછળતો માલૂમ પડે છે. દાદા, પિતા, ભાઈ-બહેનો અને સ્વજનો ઉપરાંત બીજાં અનેક પાત્રો છે જેમની નાની નાની પણ પ્રેરક વાતો 'વનાંચલ'ની ગદ્યસમૃદ્ધિને વધારે છે. એક તરફ સ્વામીનારાયણ સંપ્રદાયના ભવાનીશંકર દાક્તર હોય અને બીજી તરફ રામભક્ત એવા લેખકના પિતા હોય, તથા બન્ને સાંપ્રદાયિક બાબતમાં સ્વમતાગ્રહી હોય તો પણ તેમના છેવટ સુધી મીઠા રહેલા સંબંધોની નોંધ અહીં સ્થાન પામે છે. રોજ 'વચનામૃત' વાંચતા ભવાનીશંકર દાક્તરી વ્યવસાયમાં પણ માનવસેવાની સાથેસાથે પશુસેવા કરતા હોય અને એક જ દવાખાનામાં માણસની સાથે સાથે પશુની પણ સારવાર થતી હોય, એ બન્ને બાબતોનો વ્યંજનાલક્ષી અનુભવ સહૃદય માટે સાહિત્યિક અનુભવ બની રહે છે. આ બાબતના આલેખનની સાથે દાક્તરની આપેલી દવાની પડીકીઓ છોડ્યા વગર જ ચાવી જતા આદિવાસીની ઉક્તિ પણ સ્મરવા જેવી છે. એક દિવસ દવાની પડીકીઓ આપ્યા બાદ ફરી દવા લેવા આવેલ આદિવાસી રોગીની દાક્તર ખબર-અંતર પૂછે છે, ત્યારે જવાબ મળે છે :

> **'બાપા, તમારા પરતાપે હારુ લાગે છે. દવા તો હારી, પણ આ કાગળિયાં ચાવવાનાં ની ગમે.'** (પૃ. ૧૯)

શાળાના શિક્ષકોમાં સોટીઓ ફટકારતા દમલા માસ્તરની સમાંતરે જ માર ખાવામાં એક્કા ગણાતા સોમજી દરજીની વાત પણ અહીં નોંધાઈ છે. નિશાળમાં અભ્યાસને નામે થતી ગોખણપટ્ટી, પરીક્ષા લેવા આવતા અને મિષ્ટાન ઝાપટતા 'ડીપોટી' પણ આ ગ્રામસંસ્કૃતિના અંગરૂપ બની ગયા છે.

એ પ્રદેશની પ્રજાને મન થાણું એટલે યમ-સદન અને સરકારી અમલદાલ એટલે જમડા, એવી છાપ નોંધતાં વિસ્તારથી સમજાવ્યું છે કે, વાઘ-વરૂનો એકલે હાથે સામનો કરતી આ પ્રજા ખાખી ડગલી જોઈને થરથર ધ્રૂજતી થઈ જાય છે. એવા થાણામાં ગોઠ ગામના નાનિયા અને રામલાની વીતકકથા વર્ણવીને લેખકે પેલાં પડીકાંના કાગળ ચાવનારાઓની પ્રકારાન્તરે પ્રગટતી આંતરસમૃદ્ધિ પણ દર્શાવી છે. નાનિયાએ ગુનો કર્યો નથી એટલે તે રોજ માર ખાવા છતાં ચોરી કબૂલતો નથી. પરિણામે લેખકનાં માતુશ્રી તેને ગુનો કબૂલી લેવાં સમજાવે છે. નાનિયો તેનો ખુમારીથી ઉત્તર વાળે છે :

**'એવું તો ચેમ કહેવાય બા, લીધું ના હોય ને માથે ચેમ ઓઢી લેવાય ? એક તો આબરૂ જાય ને પાછાં જૂઠું બોલી ભગવાનના ગુનેગાર થઈએ એ જુદું. એ પાપમાંથી કયે ભવ છૂટીએ પાછા ? જે નસીબમાં હશે તે થશે.'** (પૃ. ૨૭)

આ પાત્રોની વચ્ચે અપંગ ઘેલભાઈને ઘરની બહાર ધકેલી દેતી ધૂળીમાસી પણ છે, જે હું તે ચેટલાંને રોટલા ખવડાવું, એવી ધૃષ્ટ લાચારીથી પતિને ઘર બહાર ધકેલી રહી છે. આ પાત્રસૃષ્ટિમાં બંધબારણે હનુમાનજીની પેઠે ઓરડામાં ઠેકડા મારતા લેખકના પિતા પણ છે, જેમની અદ્‌ભુત કથામાં સાહિત્યિક રમ્યતા હોવા છતાં એ તર્કજીવીઓની આંખમાં શંકાનો રંગ પૂરે છે. આ પાત્રસૃષ્ટિમાં લેખકનાં બાલ્યકાળનાં કોળી મિત્રો જાલમો, રેવલો, રેલો, મડિયો વગેરે છે, જેમની સાથે લેખક ગ્રામરમતોમાં ઉત્સાહથી સંકળાયેલા રહ્યા હતા. અહીં છગુ ટપાલી, ચોખલી ભંગડી, કાભઈ જેવા આછા લસરકે ચિતરાયેલાં પાત્રો છે. તો બીજી તરફ દાદા જેવાં લેખકનાં જીવનમાં અત્યંત પ્રેરક – પ્રોત્સાહક નીવડેલાં ઘેરા રંગે રંગાયેલાં પાત્રો પણ છે. હકીકતમાં તો 'વનાંચલ'ની દુનિયા દાદાએ દેખાડેલી દુનિયા છે, તેથી દાદાનું પાત્ર તો જાણે લેખકને પોતાની હથેળીના છાંયડામાં રાખતું પાત્ર હોય એવો અનુભવ થાય છે.સ્વજન હોય કે આસપાસમાં વસતાં પ્રજાજન હોય, લેખકે પ્રમુખ અને ગૌણ પાત્રોને સહાનુભૂતિપૂર્વક આત્મીય બનાવીને આલેખ્યાં છે. તેથી સ્વજન ન હોય એવાં પાત્રો પણ લેખકની કલમે પ્રભાવક બન્યાં છે. ખાસ તો આ વિસ્તારની પ્રજાનાં સુખ-દુઃખ, નેહ-નિષ્ઠા, નિખાલસતા-અબૂઝતા સર્વ કાંઈને આલેખીને તેમણે પોતાના સ્મૃતિકોષને સમૃદ્ધ કર્યો છે. પ્રજાની સાથે સાથે પ્રજાસંસ્કૃતિનું આલેખન પણ એવી જ સમૃદ્ધ કલમે થયું છે. આદિવાસી પ્રજાનાં લગ્ન કે મરણ જેવા પ્રસંગો અહીં વિસ્તારથી સુપેરે આલેખાયા છે. દાણા ભરીને ગોરની દક્ષિણા ચૂકવતા યજમાનોની કરુણતા, માઠા પ્રસંગની કરુણતા કરતાં પણ વધુ ઘેરા રંગે રંગાઈ છે. લગ્નપ્રસંગે લગ્નવિધિની સાથે સાથે ગવાતાં ગાણાં મૂકીને લેખકે કૃતિનો સાંસ્કૃતિક પ્રભાવ પણ વધાર્યો છે. લગ્નગીતોમાં ઉત્સાહ અને ઉમળકો એવો હોય કે લેખકની સ્મૃતિકથા સહૃદયની વિશિષ્ટ અનુભૂતિ

બની રહે છે. 'ઊંચે ટેંબે કાબર વૈ છે', 'છોરો કે દા'ડાનો પૈણું પૈણું કરતેલો' કે 'બરોબરીના રૈયે' જેવાં ગીતોમાં લગ્નવિધિ અને વિધિ સાથે સંકળાયેલાં લગ્નગીતોનું સમાંતરે દર્શન થતું રહે એવું આલેખન લેખકે કર્યું છે.

સામાજિક પ્રસંગો ઉપરાંત હોળી, દિવાળી, ઝાયણી જેવા પ્રસંગો પણ અહીં તેજસ્વી કલમે આલેખાયા છે. હોળીના પ્રસંગે ગવાતાં ગીતોના નમૂનાઓ અને જરૂરી અર્થઘટન મૂકીને લેખકે આ પ્રસંગનું સાંસ્કૃતિક મૂલ્ય દર્શાવ્યું છે. આંબલી અગિયારસની ચૂલમાં સડસડાટ અંગારા પરથી ચાલી જતા આદિવાસીઓની ઉમંગકથા પણ સાંસ્કૃતિક મૂલ્ય દર્શાવતો જ એક ભાગ છે. ધર્મ મનુષ્યને કેટલો સહનશીલ બનાવી શકે છે, એનો ખ્યાલ આપવાનો હેતુ હોય તો પણ એ અહીં યોગ્ય લાગે છે. ભજનમંડળીઓનાં ભક્તિભાવપ્રેરિત ભજનો અને તેમાંથી ઊભા થતાં લયલોલનનાં ઘોડાપૂર 'વનાંચલ'નાં પૃષ્ઠોમાં પણ ધબકતાં લાગે છે. આજે 'સુધરી ગયેલા વૈજનાથ મહાદેવ' અને ગામની વચ્ચે રહેવાં આવી ગયેલાં લક્ષ્મીજી અને રણછોડજી પણ વીતેલાં વર્ષોની એક લાક્ષણિક છબિ અંકિત કરે છે. એક કાળે જંગલમાં વૃક્ષો વચ્ચે નજીકથી પણ ન દેખાતી વૈજનાથ મંદિરની ધજા હવે ગામમાં પેસતાં જ નજરે પડે છે, એ જંગલો કપાઈ ગયા પછીનો 'સુધારો' કઠતો માલૂમ પડે છે.

સર્વશક્તિમાન ઈશ્વરની ગ્રામજીવનમાં વિલસતી વિવિધ સ્વરૂપી પ્રકૃતિની સાથે સાથે ભૂત-પ્રેતની સૃષ્ટિ પણ અહીં મોજૂદ છે. એટલું જ નહીં, એના પ્રત્યક્ષ થયેલા પ્રસંગોનાં દૃષ્ટાંતો પણ લેખકના જ સંસ્કૃતિકોષનું એક અંગ છે. કોઈ પણ ગ્રામસંસ્કૃતિ કે વનપ્રકૃતિ વચ્ચે હોય એવી બધી જ સામગ્રી અહીં પણ છે, પરંતુ એનું આલેખન આ લેખકની કલમ કરતી હોય છે ત્યારે એમાં શાહીને બદલે હૃદયનો રંગ ઉપયોગમાં લેવાયેલો લાગે છે. આ હૃદયરંગી આલેખન માટે બીજા શબ્દોનો ઉપયોગ કરીએ તો લેખકના શૈશવકાળના સાંસ્કૃતિક વારસાનું આલેખન અહીં પૂરા ખમીરથી પ્રગટ થયું છે.

દક્ષા વ્યાસે 'વનાંચલ'ને ગદ્યકવિતા કહીને ઓળખાવી છે. અલબત્ત, ગુજરાતી ભાવકના ચિત્તમાં ગદ્યકવિતાનો એક વિશેષ સંદર્ભ છે, અને એ અર્થમાં 'વનાંચલ' ગદ્યકવિતા કે ગદ્યકાવ્ય નથી, એમ કહી શકાય. પરંતુ 'વનાંચલ'ના ગદ્યમાં એક કવિહૃદયનાં સંવેદનો અવારનવાર ઝિલાતાં જોવા મળે છે. મૂળ તો જયન્ત પાઠકની કવિતાનું કૌવત તેમને આ સ્મરણકથા લખવા પ્રેરે છે, એમ કહી શકાય. કારણ કે જયન્ત પાઠકની કવિતાનો શ્વાસ એ વગડાનો શ્વાસ છે અને 'વનાંચલ' એ જ શ્વાસથી ધબકતા સર્જકહૃદયની બીજી કલા છે. કવિતાના સર્જકનો પ્રભાવ દેખાય એવા ગદ્યખંડો કે પછી વાક્યો અવારનવાર દેખા દે છે. વળી જ્યાં પ્રસંગો કે પાત્રોનું આલેખન છે એની ભીતરમાં પણ કવિનું સંવેદન ડોકાયા કરે છે. 'વનાંચલ'ના આરંભે

જ મોરડિયા ડુંગરનું અને એના પર ઊગેલાં સાગવૃક્ષોનું વર્ણન કેવું કાવ્યાત્મક છે એ આપણે ઉપર જોઈ ગયા છીએ. એવાં વર્ણનોનાં બીજાં એકાદ-બે દૃષ્ટાંતો આપવાની લાલચ રોકી શકાતી નથી.

'પેલી ચોપડીનાં સફેદ પાન આજે પણ સ્મૃતિમાં ઊઘડે છે. એમાંના કાવ્યોની કોઈ કોઈ પંક્તિઓ શૈશવની આખી સૃષ્ટિને સાથે ખેંચી લાવે છે. 'વિશાળ વડ પર વેલ છજેલ, જાણે તંબૂ છે તાણેલ' ગોખતા ત્યારે કલ્પનામાં જે વડ ઊગી નીકળતો તે તો મારા ગામના પાદરનો વડ ને વેલ તે લીલ બાઝેલી નિશાળની ભીંતે ચડેલો ઘીલોડીનો પેલો વેલો જ તો ! 'રંગીન ચિત્ર-વિચિત્ર માછલાં ગમ્મત કરતાં' એમ માસ્તરસાહેબ આગળ બોલતાં હોઈએ, પણ મન તો ક્યારનું કરડ નદીમાં માછલીઓ ભેગું માછલી થઈને રમતું હોય ! 'ઝૂકી ઝાડનાં ઝુંડની ઝાઝી ઝાડી'ની ઝડઝમકમાં, નિશાળ મૂકીએ તો પૂર્વમાં સાત ડગલાં ભરતાં જ જેનું સખ્ય પ્રાપ્ય તે જંગલના વૃક્ષોની ઝૂલતી ડાળીઓ એકબીજા સાથે ઝપટાતી સંભળાય. ત્યારે ચોપડીના આવા વર્ણન ને પ્રત્યક્ષ દુનિયા વચ્ચે ઝાઝું અંતર નહોતું, જે થોડું હોય તેને મુગ્ધ કલ્પના કાપી આપતી. પરિચિત પ્રકૃતિના અલ્પપરિચિત અક્ષર દ્વારા થતા પુનઃ પરિચયથી ચિત્તમાં એક લય સર્જાતો. વસ્તુજગત અને કલ્પનાસૃષ્ટિ વચ્ચે ત્યારે અભેદ્ય સરહદો નહોતી, આવ-જા કરવાની પૂરી છૂટ હતી. ક્યારેક સ્વપ્નમાં એ સરહદો વિચિત્ર રીતે એકબીજામાં ભળી જતી, પણ ત્યારે એમની વચ્ચે ઝઘડો ન થતાં પરસ્પરને મળ્યાનો આનંદ થતો.' (પૃ. ૨૩)

'વરસાદના એ દિવસો યાદ આવે છે. પસાયતામાં નજર કરીએ તો લીલાં લીલાં તૃણની પત્તીઓ હવામાં થરકી રહી છે. કૂંવાડિયાનાં પાન ઉપર ઝિલાયેલાં વરસાદનાં ટીપાંનાં મોતી આંગળીઓ વડે નીચે ખેરવી નાંખવાની કેવી મજા આવે છે ! લાલ લાલ દેવની ગાયને નાનકડી સળીથી દોડાવીએ તો વળી મુઠ્ઠીમાં રાખી ગલીપચી અનુભવીએ. વાડા પાછળ ને પસાયતામાં ભરાયેલાં નાનાં તળાવડાંને કાંઠે બેઠેલાં દેડકાંને પથ્થર મારી પાણીમાં કુદાવીએ, પાણીના રેલાઓને આમથી તેમ નીક કરીને આંતરીને વાળીએ, પછી એકદમ છોડી 'ખળકો' લાવીએ. ઝાપટું પડી જાય એટલે કરડમાં પાણી આવશે એવી આશામાં ને અધીરાઈમાં વારંવાર નદી ભણી દોડી જઈએ ને પાણી આવતું હોય તો પૂરું બે કાંઠે ચડે ત્યાં સુધી બેસી રહીએ. આ બાજુ ભૂરી ડોસીના કાચલા (નદીકાંઠાનું ખેતર)ને ડુબાડી સામી બાજુએ ગણપતભાઈના કાચલામાં પથરાઈને વહેતું પાણી જોવામાં કલાકોના કલાકો કાઢી નાંખીએ. શેરીમાં ઊભેલી આંબલીના ગરેલા મોર સાથે વહેતા પાણીમાં ફોરાંનાં ફૂલ ફૂટે, બારણે બેસવા માટેની એક પાટ, પાટ ઉપર ભીંતમાં થોડા થોડા અંતરે

લાકડાની બે ખીંટીઓ, એ ખીંટીએ પગ ભરાવી વાગોળની જેમ ઊંધા લટકી વરસાદ જોવાની ખૂબ ગમ્મત આવે. આજે તો 'ઊંધી દુનિયા' જોઈને અકળામણ થાય છે પણ શૈશવની આ 'ઊંધી દુનિયા' ખૂબ ગમતી. એકધારો વરસાદ પડતો હોય ત્યારે કાન ઉપર હથેળીઓ ઢાંકી ઉઘાડવાસ કરવાથી જે સંગીત મળતું તે તો આજેય મન થઈ જતાં માણી લઉં છું. શૈશવના એ દિવસો! તે હિ નો દિવસા ગતા!' (પૃ. ૪૪)

આ ઉપરાંત ઢોલના તાલે તાલે લયબદ્ધ રીતે માટલીએ રમતી સ્ત્રીઓનું વર્ણન, ભજનમાં તલ્લીન થઈને અંગ ડોલાવતા ગોઠણભેર ઊભા થઈ જતા ભક્તજનોનું વર્ણન, હોળીના પ્રસંગે જિંદગીની વેદના ભૂલી ઉત્સવમાં તલ્લીન થતાં લોકોનું વર્ણન કે અવતારી પુરુષ તરીકે જાણીતા થયેલા હનુમાનભક્ત એવા લેખકના પિતાનું અદ્‌ભુત વર્ણન, જયન્ત પાઠકની વર્ણનકલાના અનુસંધાનમાં, અવશ્ય નોંધપાત્ર બને છે. આ બધાં જ દૃષ્ટાંતો પરથી જોઈ શકાશે કે લેખકે ક્યાંક કવિતાની સામગ્રીનો વિનિયોગ કર્યો છે તો ક્યાંક કવિહૃદયનું સંવેદન વર્ણનકલામાં સર્વોપરિ બન્યું છે એ ખરું, પણ એમાં ક્યાંય કેવળ કવિતાનો અનુભવ થતો નથી. કવિતાસામગ્રીને ગદ્યાંશમાં વિલસતી જોઈને તરત જ એમાં કવિતા શોધવા જવા કરતાં, એ સામગ્રી ગદ્યને વધુ સમૃદ્ધ બનાવવામાં કઈ રીતે વધુ ઉપયોગી થઈ છે એ જોવાનું રાખીએ તો જે તે સર્જકની કવિત્વસિદ્ધિ એની ગદ્યરિદ્ધિમાં કેવી ઉપકારક નીવડે છે, એનાં તારણો અવશ્ય કાઢી શકીએ.

'વનાંચલ' આમ ગદ્યકાવ્યથી ભિન્ન છે. અલબત્ત, પુનરુક્તિનો દોષ વહોરીને પણ કહેવું જોઈએ કે કવિહૃદયનું સંવેદન ગદ્યરિદ્ધિને વધુ આકર્ષક બનાવે છે, એ સંવેદન દ્વારા સ્મરણકથાને વધુ ને વધુ ન્યાય મળતો રહે છે.

એમ જોઈએ તો આ સ્મરણકથામાં લેખકે ક્યાંય સપાટ ગદ્ય લખ્યું જ નથી. વળી, ક્યારેક હાસ્ય-કટાક્ષ તો ક્યારેક કેવળ કડવાશ પેદા કરીને પણ લેખકે ગદ્યશૈલીને માતબર રાખી છે. એનાં દૃષ્ટાંતો પંડ્યા કાકાના ઘરની, રણછોડજીની અને તડકેશ્વર મહાદેવની સ્મૃતિ સાથે આલેખાયેલાં જોવા મળે છે. એટલે એ કૃતિઓને સાથે જોવી ગમશે.

'ઘરમાં રણછોડજીનું મંદિર...ઘણી વાર દાદાને રણછોડજીની પૂજા કરવાની આવે. અમે સાથે જઈએ. એક અંધારા ઓરડામાં – કંસના કેદખાના જેવા – ભગવાનનો વાસ; ચામાચીડિયાં આપણા માથા સાથે ઝપટાય; બીક લાગે. પણ રણછોડજીની અને લક્ષ્મીજીની મૂર્તિઓ ભારે રૂપાળી. કાળા ચળકતા આરસની ચતુર્ભુજ રણછોડજીની ને સફેદ દૂધ જેવા આરસની લક્ષ્મીજીની એ મૂર્તિઓ આજેય મનમાં એવી જ અખંડ કોતરાયેલી ઊભી છે. આ બ્રાહ્મણ ફળિયામાં

વચ્ચોવચ બે આંબલીઓની છાયામાં મહાદેવનું એક થાનક. માત્ર ચોતરો જ બંધાયેલો ને તેની વચ્ચે મહાદેવનું લિંગ, માથે કંઈ નહિ, આકાશ. મંદિર પૂરું બંધાયું નહિ; મહાદેવની જ એવી ઈચ્છા હશે, તપ કરવાની. રમૂજમાં એને તડકેશ્વર પણ કહે. એની આસપાસ થોડા બાંધકામ માટેના પથ્થર પડ્યા છે : એ અમારું ઘરઘર રમવાનું સ્થાન. આંબલીના પાલાની ને મૉરની રસોઈ બનાવી અહીં અનેક વાર જમ્યા છીએ.' (પૃ. ૧૫)

પોતાના અભ્યાસકાળની અભ્યાસસામગ્રીના અનુસંધાનમાં લેખકે કડવાશ દાખવીને પણ તુલનાત્મક ચિત્ર ઊભું કર્યું છે :

'તકલી, સૂતર કે ઝંડાની કવિતા ત્યારે નહોતી ભણાવાતી, પાયાની કેળવણીનો ખ્યાલ પ્રચલિત નહોતો. એ ચોપડીઓમાંથી કલ્પનાની કેળવણી મળતી ને કુમળાં કલ્પનાપ્રિય બાળકો ઉપર આજે ડહાપણની દુનિયાનો જે બોજ લાદવામાં આવે છે તેનાથી મુક્ત રહેવાતું. પણ આજે તો આપણે ઈજનેરો, ડૉક્ટરો, પ્રધાનો ને નેતાઓ પેદા કરવાના છે ને ? કેળવાયેલા હૃદયના કલ્પનાશીલ માણસો ક્યાં પેદા કરવા છે !' (પૃ. ૨૩)

હાસ્ય-કટાક્ષ અને કડવાશ બન્નેને સામટાં આલેખતો એક પરિચ્છેદ જોવો જ રહ્યો :

'આજે તો હું 'શહેરી' છું, 'પ્રોફેસર' છું. રસ્તા ઉપરનાં ને કૉલેજવિસ્તારમાં ઊગેલાં સુંદર વૃક્ષો જોઈને આજેય પહેલો વિચાર એની ઉપર ચડવાનો આવે છે. કોઈ પણ વૃક્ષ જોતાં મન ચડવાની યુક્તિ શોધવામાં ગૂંથાઈ જાય છે ને મનોમન ચડી ઊતરું ત્યારે જ ટાઢક વળે છે. હા, મનોમનસ્તો ! બાકી તો આ સભ્ય દુનિયામાં એવું કૃત્ય થાય કે ! પૂર્વજોની પંગતમાં ગણાઈ જવાનો, રમૂજનો ભોગ બનવાનો ડર ઊભો જ હોય છે. ઘણી વાર આત્મવિશ્વાસમાં ઓટ આવતાં થાય છે કે અગાઉની જેવી કુશળતાથી હવે હું ઝાડ ઉપર ચડી શકું કે નહીં. ત્યારે તો એકાદ ડાળી હાથ આવે એટલે એને વળગીને એક એવો હીંચકો લઉં કે પગ ડાળે પહોંચે ને બે પગ વચ્ચે ડાળી આવી જાય, પછી એમ વાગોળની જેમ લટકવાનો આનંદ તો કંઈ ઓર જ ! 'સુધર્યા' પછી એકાંતના મોકા આવ્યા છે ત્યારે ઝાડે ચડી જોવાના પ્રયાસો કર્યા છે ને હજી 'ગુલાંટ' નથી ભૂલ્યો એ ખ્યાલથી સંતોષ ને આનંદ અનુભવ્યો છે.' (પૃ. ૪૩)

જયન્ત પાઠક પોતાના ગદ્યમાં એક જ લસરકે કટાક્ષ કરવાની આવડત પણ ધરાવે છે. પાંચ પાને એનું એકાદ દૃષ્ટાંત તો અવશ્ય મળી આવે. આ કટાક્ષમાં ક્યાંય દંશ જોવા મળતો નથી. ઘણી વાર તો તેઓ પોતાની જાત પર પણ હસી નાંખે છે. તેથી જ તો ઈશ્વરની સામે પણ કટાક્ષ કરતી વેળાએ એ એટલા જ નરવા દેખાય છે.

તડકે તપતા તડકેશ્વરને માથે મંદિર બંધાયું નહીં તો તેઓ લખે છે :

'મહાદેવની જ એવી ઇચ્છા હશે, તપ કરવાની.'

પોતાની જાત – કોમ પર હસતાં તેઓ કહે છે :

**'અમે રહ્યા બ્રાહ્મણ ને તે પણ ગોર મહારાજ, પરમ પવિત્ર ગોરદેવ ! અમારાથી બકરાંને, કૂતરાંને કે મરઘાંને ન અડાય, કોઈના દેખતાં તો ન અડાય.'** (પૃ. ૧૯)

એક સ્થળે ગોરા લોકો અને આદિવાસી લોકો વચ્ચે ભેદ દર્શાવતું રમૂજી વાક્ય મૂકાયું છે : **'ગોરાઓ ચાહ પીએ ત્યારે આ લોકો છાહ (છાશ) પીએ !'** (પૃ. ૫૫)

છેલ્લા પ્રકરણમાં આખું ગામ નવેસરથી, જૂની સંસ્કૃતિને ગુમાવીને, સુધરી ગયેલું દેખાય છે ત્યારે અને ખાસ તો પ્રાચીન પુરાતન વૈજનાથનું મંદિર પણ નવેસરથી બંધાયું છે ત્યારે લેખક કહે છે :

**'મહાદેવ પણ 'સુધરી' ગયા છે, આજુબાજુ બાવાએ સુધરેલી દુનિયાનાં ફૂલઝાડ ઉગાડ્યાં છે. સ્મશાનમાં ક્રીડા કરતા ને ચિતાભસ્માવલેપથી શોભતા હર હવે તો અહીં આરસની ફરસબંધીવાળા નિવાસસ્થાનમાં વસે છે, અકળાતા હશે ખરા કોઈ વાર ?'** (પૃ. ૭૪)

'વનાંચલ'નું છેલ્લું પ્રકરણ તો જયન્ત પાઠકના વતન- સંવેદનનો સર્જનાત્મક ચિત્કાર અભિવ્યક્ત કરે છે. ત્રણ-સાડાત્રણ દાયકા પછી વતનમાં પ્રવેશતા લેખકને આખી જન્મભૂમિ ઉજ્જડ થઈ ગયેલી દેખાય છે. આખો વગડો નષ્ટ થઈ ગયો છે. એ જોઈને તેમનો સહજ ઉદ્‌ગાર સરી પડે છે :

**'ક્યાં માણસને આશ્રય આપતો પેલો વનાંચલ ને ક્યાં આ માણસને આશ્રયે, એની દયા ઉપર જીવતાં ઝાડવાં ! હવે તો જાણે પ્રકૃતિને સંસ્કૃતિની મહેરબાની ઉપર જ જીવવાનું !'** (પૃ. ૭૩)

ગામ, ઘર, ઘર આગળનો વડ, થાણું બધું જ નષ્ટ થઈ ગયું છે. બંધ બાંધવાથી નદીનું સૌંદર્ય પણ નષ્ટ થઈ ગયું છે. આસપાસના વગડાનાં પ્રાણીઓ પણ અદશ્ય થઈ ગયાં છે. હોળી-દિવાળીનાં સંસ્કારપર્વો કે અન્ય સામાજિક પ્રસંગો નીરસ બની ગયા છે. લોકો હવે ચૂંટણી, લાયસન્સ, ડીઝલ, લેવી અને મોંઘવારીની વાતો કરતા થઈ ગયા છે. એક જમાનામાં પણ લોકો દારૂ-તમાકુ પીતા હતા, એમ છતાં હવે શરબત અને ચાની દુકાનો જોઈ લેખકને કંટાળો વછૂટે છે. મૂળજી ઘાંયજો શરીરે પરસેવો વળી જાય એ રીતે હજામત કરતો. અને આજે સલૂનમાં લોકો નિરાંતે આધુનિક ઢબે વાળ કપાવી પાવડર છંટાવે છે. એક જમાનામાં ઝીણિયાં પહેરીને જીવવાની મજા પડતી હતી તે આજે ભાતભાતનાં વસ્ત્રોની વચ્ચે પણ વિસરાઈ ગઈ છે. એક રીતે જોઈએ તો બધું સુધરી ગયું છે. આ ગામે પણ આધુનિક જીવનસંદર્ભ સ્વીકાર્યો છે, એમ છતાં લેખક સાવ નિરાશ થઈને કહે છે :

'મન મૂંઝાય છે, ઉદાસ થઈ ગયું છે. કોઈ અજાણ્યા મુલકમાં આવી પડ્યો હોઉં એમ લાગે છે, ગોઠતું નથી. મારું માટીનું ખોરડું, મારી સલિલસભર નદી, મારો વગડો – બધું ગયું.' (પૃ. ૭૯)

મોટી કરુણતા તો એ વાતની છે કે લેખકનું નાનપણનું નામ 'બચુભાઈ' પણ વિસરાઈ ગયું છે. આધુનિક જમાનાની કેટલીક સુવિધાઓ દોડધામ કરતી આવી રહી છે, પણ લેખક કહે છે એમ **'વર્તમાનના સંદર્ભમાં હું આ ભૂમિનો નથી, તો હૃદયથી આ ભૂમિથી કદી છૂટો પણ પડવાનો નથી.'** (પૃ. ૭૭) પોતાના વતનમાં આ સુધારો જોયા બાદ તેમને વતનમાં વધુ રહેવાનું મન થતું નથી. કારણ એક જ છે : 'વધારે **રહેવાથી રખેને ચિત્તમાં અંકાયેલું પેલું ચિત્ર ચેરાઈ જાય !'** (પૃ. ૭૭) આમ વતનથી સતત સંયોજિત રહેવા માટે લેખક વતનથી ભાગી છૂટવા પ્રયત્ન કરે છે. કારણ કે બહારના આ સુધરેલા વતનથી કે ઉજ્જડ થઈ ગયેલા વગડાથી દૂર ખસીને પુનઃ અંતરમાં પ્રવેશીને લેખકને પેલા જૂના વનવતનમાં પ્રવેશ્યાનો આનંદ પ્રાપ્ત થઈ શકે તેમ છે. 'વનાંચલ'ને અંતે એ વેદના અને આનંદનું કાવ્યાત્મક બયાન છે :

**'અહીં હું જન્મ્યો'તો વનની વચમાં તે વન નથી,**
**નથી એ માટીનું ઘર, નિજ લહ્યાં તે જન નથી,**
**અજાણ્યાં તાકી રહે વદન મુજને સૌ સદનમાં,**
**વળું પાછો મારે વનઘર હું : મારા જ મનમાં.'** (પૃ. ૭૮)

'વનાંચલ'ને સ્મૃતિકથા કે સ્મરણકથા તરીકે ઓળખવાનો અને એના ગદ્યને પ્રમાણવાનો આ જ તો આનંદ છે. 'વનાંચલ'ને એક સંવેદનશીલ કવિની સ્મૃતિકથા તરીકે ઓળખવાનું વધુ અનુકૂળ આવશે. એના ગદ્યને સતત સંવેદનના પુટ મળ્યા કર્યા છે, એને કારણે 'વનાંચલ'નું ગદ્ય–અલબત્ત, ગદ્યરૂપે જ વિલક્ષણ મહત્તા ધારણ કરે છે. એમાં આલેખાયેલી સ્મૃતિઓ કરતાં જે તે સ્મૃતિ સાથે સંકળાયેલ સ્મૃતિસંવેદનો મહત્ત્વનાં છે. ક્યાંક એ સંવેદન ચિંતા કે ચિંતન પણ વ્યક્ત કરે છે, એમ છતાં ક્યાંય કશું ભારઝલ્લું બની જતું નથી. કાલેલકરની 'સ્મરણયાત્રા'માં સરળતા અને સંવેદન-બંનેનો સમન્વય થયો છે. એમાં પ્રકૃતિની સૌંદર્યલીલાનું પણ રસમય બયાન છે, એમ છતાં 'વનાંચલ'માં જે વગડાનો શ્વાસ, શ્વાસનો લયધબકાર અનુભવાય છે એમાં જ એના સર્જનનું બલવત્તર પરિણામ જોઈ શકાય છે. સ્મૃતિ અને સંવેદન સાથે સાંકળતી આકૃતિ ગુજરાતી સાહિત્યમાં એક સક્ષમ સ્મૃતિકથા બને છે. 'વનાંચલ'ના સર્જક એક વ્યક્તિ તરીકે – સર્જક નહોતા એવાં કાળમાં – બાલ્યકાળમાં વન અને વતનની સંસ્કૃતિને જે રીતે માણી છે, એનું સ્મૃતિસંવેદન 'વનાંચલ'માં પ્રાકટ્ય પામ્યું છે. એમાં જે સર્જનાત્મકતા છે, એના મૂળમાંય બાલ્યકાળનાં આ સંસ્કારો લેખે લાગ્યા છે. આ પ્રકારની રચનાઓ દ્વારા કાલેલકર સંસ્કૃતિલક્ષી સર્જક ગણાયા. આજના યુગમાં એવું

વિશેષણ કદાચ લેખકનેય ના ગમે. પણ આ સ્મૃતિસંવેદન સ્વયં સર્જક માટે જીવનમૂલ્ય બન્યું છે અને એનો કલાત્મક વિનિયોગ – એક સમર્થ સાહિત્યકૃતિનું સર્જન કરે છે એટલે અને કલાને આપણે જીવનમૂલ્ય તરીકે સ્વીકારીએ છીએ એટલે – સહૃદયો પણ જીવનમૂલ્યના સંદર્ભમાં જ સ્વીકારપાત્ર ગણે છે.

શબ્દસંસ્કૃતિ પોતે પણ એક જીવનમૂલ્ય જ છે ને ?



## અભ્યાસલેખ

## ૩

# 'વનાંચલ'

**– દક્ષા વ્યાસ**

જયન્ત પાઠકની કવિતાનો પ્રધાન સૂર તે અતીત ઝંખનાનો છે. કવિ પોતાને વન, વતન, શૈશવ, માતાથી વિખૂટો પડી ગયેલો પ્રતીત કરે છે અને એનો ઘેરો વિષાદ અનુભવે છે. વતનપ્રીતિનો આવો પ્રબળ ઉદ્રેક મુખ્યત્વે 'અંતરીક્ષ'માં કવિતારૂપે અને 'વનાંચલ'માં શિશુવયની સંસ્મરણકથારૂપે માણવા મળે છે.

'વનાંચલ' જયન્ત પાઠકની અને ગુજરાતી સાહિત્યની અનેક રીતે નોંધપાત્ર કૃતિ બની રહે છે. જયન્ત પાઠક એને 'સ્મૃતિકથા' તરીકે ઓળખાવે છે. એ એમના શૈશવના આનંદપર્વનું વિષાદમધુર સ્મરણ છે. બાળક બચુએ પોતાનાં ગામ, ઘર, કુટુંબ, ત્યાંનું જાનપદી જીવન, વન્ય પ્રકૃતિ અને આદિવાસી સંસ્કૃતિ સાથે અનુભવેલી તદાત્મતાનું મર્મસ્પંદર્શી નિરૂપણ એમાં થયું છે. લેખકનું મન જીવનના એ વહી ગયેલા સમયના સૂત્રમાં પરોવાતું રહે છે, અનાયાસ સંઘરાયેલી સ્મૃતિઓને અપાર મુગ્ધતાથી સંકોરે છે, પુનઃ શિશુ બની એમાં રમમાણ થાય છે ત્યાં જ વર્તમાન સમયની વિષમતાનું ભાન મર્માન્તક વેદના જગાડે છે. સર્જકના એ સ્વગત છતાં પ્રકટ મનોવ્યાપારમાં 'છે' અને 'નથી', 'છું' અને 'નથી'નો દ્વૈધીભાવ આગવું રચનાવિધાન કરે છે. અહીં મુગ્ધ હૃદયે અનુભવેલો નિર્મળ રોમાંચ, હર્ષ અને ભીતિ છે; વેદનશીલ ચિત્તનાં આર્દ્રતા, કરુણા અને વિષાદ છે અને વિદગ્ધ કલાપરક સર્જક - ચેતનાનું સહજ પ્રાગટ્ય છે. અતીતનું પ્રત્યક્ષીકરણ અહીં એવી કાવ્યાત્મક રીતે થયું છે કે 'વનાંચલ' વાંચતાં પારદર્શક ગદ્યમાં લખાયેલી કવિતા માણ્યાનો આનંદ મળે છે. અહીં રાજગઢ મહાલ અને ગોઠ ગામનો ઐતિહાસિક પરિપ્રેક્ષ્ય, એનું સમગ્ર તળપદ જીવન, ત્યાંની સજીવ-નિર્જીવ સૃષ્ટિ, કૌટુંબિક વાતાવરણ અને બચુનું બાળપણ-બધું જ એકમેકમાં સમરસ થઈને શબ્દસ્થ થયું છે. એનું કવિત્વમય કલારૂપ ભાવકને એક અનિર્વાચ્ય અનુભવમાંથી પસાર થયાની પ્રતીતિ કરાવે છે.

કૃતિમાં વેદનશીલ બચુડાનું અને એના દાદાનું શબ્દચિત્ર અત્યંત હૃદયંગમ બન્યું છે. બચુડાની ચેતના વનાંચલના જાનપદી જીવન સાથે સાદ્યંત ઓતપ્રોત રહે

છે. ઢીંગલીનું લગ્ન, સંતાકૂકડી, દુકાન-દુકાન, લખોટા-ભમરડા અને મોઈદંડા, પતંગ અને પકડાપકડી આ બધી રમતોને એણે મન ભરીને માણી છે. ભમરડાને પડતાં ગદ્દામાં પોતાનું શરીર કોચાતું હોય તેવી વેદના એને થઈ છે. એણે સત્યાગ્રહી નાનિયો કે છેટી પહેરી રાખવાની હઠ કરતા આદિવાસી બાળક સાથે સમવેદના અનુભવી છે. રોટલાને અભાવે ધણીને કાઢી મૂકતાં ધૂળીમાશી, ભૂખ્યા છોકરાને છાશથી ધરવતી નાયકણ, પહેરવાનું વસ્ત્ર ઉતારીને માછલાં પકડતા આદિવાસીઓ, દાતણની ભારી કે ટોપલી લેવાનો આગ્રહ કરી ભૂખ ભાંગવા દાણો-દૂણી ને દેહ ઢાંકવા જૂનાં કપડાં માગતી ચોખલી ભંગડી, અફીણને માટે દાદાની સિફારસ માગતા આદિવાસી, દાણો વેચીને પણ ગોરની દક્ષિણા ભરપાઈ કરવા ઇચ્છતા ગરીબ યજમાનો – જાનપદી સમાજના આ બધા પ્રતિનિધિઓની ગરીબી, ભૂખમરો, અજ્ઞાન, વહેમ, લાચારી, ઈમાનદારી, એમના પર થતા જુલમસિતમ, એમના હરખ-શોકનો એ મૂક સાક્ષી છે. મિત્ર અને માર્ગદર્શક બનીને એના બાળ મનના કુતૂહલને જાગ્રત કરતા, સંતોષતા અને રસવૃત્તિને પરિતોષતા દાદાની આંગળી ઝાલીને એ આ બધાને પામ્યો છે. તેથી ગોરપદું કરતા, ભાતભાતના વાર્તારસમાં અઘોળ કરાવતા, દેવપુરુષ તરીકે પિતાનો પરિચય આપતા, પોતાની સાથે ગ્રામપ્રકૃતિ વચ્ચે ઘુમાવતા ને ઉત્સાહથી ગેડી-દડો ને પતંગ બનાવી એની રમતગમતમાં સાથ આપતા દાદાનું શબ્દચિત્ર અવિસ્મરણીય બન્યું છે. નાનકડી ઠકરાતના કારભારી ને હનુમાનભક્ત પિતા, સોટી ચમચમાવતા દમલા માસ્તર, ગણિતમાં મીંડું લાવતા બચુડાને એક ધોરણ નીચે ઉતારતા ઇન્સ્પેક્ટર ગીદવાણી, રીંછડીથી ડરતા જમાદાર, ઠોકર વાગતાં ઘાયલ થયેલા દર્દીની આંખમાં દવા નાંખવાનું કહેતા દાક્તર ભવાનીશંકર પણ આ શિશુની સૃષ્ટિના અભિન્ન અંશ રૂપે આવે છે.

ડુંગર, કોતર, નદી, તલાવડી, જંગલ અને પશુપંખીથી સભર વન્યસૃષ્ટિ: હોળી-દિવાળી ને મેળાના ઉત્સવ, લગ્ન-મરણની ધર્મક્રિયાઓ; ભજનમંડળી ને ભૂતપલિતની વાતો; વૈજનાથનું મંદિર અને તેનો બાવો; થાણું અને દાણી... જેવી સામગ્રી આ 'વનાંચલ'ના વાતાવરણને જીવંત સ્પર્શ આપે છે. પરિસ્થિતિ કે પ્રસંગમાંથી સહજ નીપજતા હાસ્ય-કરુણ અને સાંપ્રતની વિષમતાપ્રેરિત મર્માળા કટાક્ષની પડછે અહીં સાદ્યંત લેખકે નાનિયાના ચહેરા પર વાંચેલી ઈશુની કરુણા અને વિશાળ સમભાવની લાગણી ઘૂંટાય છે. સર્જકતાથી સભર, કવિત્વમય અને નિર્મળ કાચ જેવું ગદ્ય 'વનાંચલ'ની વિલાઈ ગયેલી સૃષ્ટિ અને બચુડાના સરલ નિર્મલ હૃદય સાથે ભાવકને લીલયા સમરસ કરે છે અને એના અંતરમાં સહ-અનુભૂતિ જગાડે છે. ગુજરાતી સાહિત્યની શિશુ વયની સ્મરણકથાઓમાં એ રીતે એ નોખી તરી આવે છે. નિબિડ પ્રકૃતિનો અનુભવ આપતાં કવિત્વમય ચિત્રો-વર્ણનો અને તળપદ સમાજનાં

નિરૂપણો એને વિભૂતિભૂષણના 'આરણ્યક'ની જોડાજોડ મૂકી આપે છે. 'વનાંચલ' જયન્ત પાઠકની સ્મૃતિકથાકાર તરીકેની પ્રતિભાનો પરિચય નથી આપતું, એમની તેજસ્વી હાસ્યકાર અને પ્રકૃતિગત કવિ તરીકેની શક્તિની પણ પ્રતીતિ કરાવે છે. કૃતિનો ઉઘાડ ઇતિહાસની હકીકતથી-વાસ્તવની વિગતથી થાય છે અને અંત કાવ્યપંક્તિઓથી. હવે પેલું શૈશવમાં જીવેલું અને સ્મૃતિમાં સંઘરાયેલું વનાંચલ નથી. પોતાના વતનમાં પોતે જ હવે અજાણ્યો – પરાયો બની રહ્યો છે ત્યારે ? ત્યારે મનની કથાને – વ્યથાને મનમાં જ સંઘરવાની રહે છે :

**'વળું પાછો મારે વનઘર હું : મારા જ મનમાં'**

આ ઉદ્ગાર એમને નિતાંત કવિ ઠરાવે છે અને 'અંતરીક્ષ'ની અતીત – ઝંખનાની કવિતા સાથે આપણું અનુસંધાન સાધી આપે છે.



અભ્યાસલેખ

૪

# ‘વનાંચલ’નું ગદ્ય

– ડૉ. તૃષિત પારેખ

વાગ્ભટ અનુસાર ‘ગદ્ય ચરણરહિત, પદોના સાતત્યવાળો, છંદમાં ન લખાતો વાક્યસંદર્ભ’ છે. (गद्यमपादः पदसन्तानच्छंदोरहितो वाक्यसंदर्भ. ‘કાવ્યાનુશાસન’) પદ્યની સાથે સરખાવતાં ગદ્યનાં લક્ષણો પ્રગટ થાય છે. આમ છતાં કેટલીયે વાર ગદ્ય અને પદ્યની સીમારેખા ભૂંસાઈ જતી અમુક કૃતિઓમાં આપણે અનુભવીએ છીએ. લલિત કૃતિઓ અને લલિતેતર કૃતિઓના ગદ્યમાં જે ભેદ હોય છે તે કલ્પકતા અથવા સર્જકતાને કારણે હોય છે. આ કલ્પકતા અથવા સર્જકતાને લીધે જેમ નવલકથા અને ઈતિહાસનું ગદ્ય જુદું પડે છે તો બીજી બાજુ ગદ્ય અને પદ્યની ભેદરેખાને પણ તે જ ઝાંખી કરી મૂકે છે. વળી, ગદ્ય કૃતિઓની જ વાત કરીએ તો, અનાત્મલક્ષી અને આત્મલક્ષી રચનાઓના ગદ્યમાં તફાવત પડવાનો. એટલે કે અનાત્મલક્ષી રચના કરતાં આત્મલક્ષી રચનાનું ગદ્ય વધુ વિશદ, પારદર્શી અને નિકટતાના ગુણોવાળું હોવાનું. સત્યનિષ્ઠ પણ એટલું જ હોવાનું. આ બધું હોય અને કલ્પકતા કે સર્જકતા ન હોય તો સાહિત્યકળાનું ગદ્ય એ ન બની શકે.

શ્રી જયન્ત પાઠકની કૃતિ ‘વનાંચલ’ એ આત્મકથા અને ઊર્મિકવિતાને સીમાડે ઊભેલી કૃતિ છે. તેથી બંને રીતે આપણા હૃદયને તે સંતર્પે છે. ‘વનાંચલ’ના ગદ્યનો આવિર્ભાવ સ્મૃતિમાંથી થયો છે. આ સ્મૃતિતત્ત્વને કારણે જ કાલ અને આજના સમયભેદની લેખકની તીવ્ર સંપ્રજ્ઞતા પણ પ્રગટ થાય છે. ‘વનાંચલ’ના વાક્યસંદર્ભને તપાસતાં ગદ્યની ચાર Patterns તરાહો હાથ લાગે છે :

(૧) મુગ્ધ બાલ્યકાળનાં સંવેદનો ઝીલતું, સરલ સ્મૃતિજન્ય ગદ્ય. જાણે બાળવાર્તાનું ગદ્ય જ જોઈ લો.

(૨) પ્રૌઢ વયનું પ્રગલ્ભ, નર્મમર્મમાં રાચતું પ્રભાવજન્ય ગદ્ય.

(૩) લેખકના કવિવ્યક્તિત્વનો ધબકાર સંભળાવતું ઉપમાશોભાવાળું ઊર્મિજન્ય ગદ્ય.

(૪) પંચમહાલની ભૂમિ અને તેના જનજીવનની મુદ્રાવાળું તળપદું ગદ્ય.

હમણાં કહ્યું તેમ, 'વનાંચલ'નું ગદ્ય બાળવાર્તાના ગદ્યની યાદ અપાવી જાય છે. ટૂંકા ટૂંકા સરળ વાક્યોની રચના ધ્યાન આકર્ષે છે. સમગ્ર કથામાં વાત ભૂતકાળની હોવા છતાં લેખકે વર્તમાનકાળ પ્રયોજ્યો છે. તેથી નિરૂપણની પ્રત્યક્ષતા, ઘટનાની સાક્ષાતતાનો આપણા હૃદયને સીધો સ્પર્શ થઈ જાય છે. વળી, એ પણ નોંધપાત્ર છે કે પ્રસંગો, વ્યક્તિઓ, પ્રકૃતિ વગેરે લેખકની બાલ્યાવસ્થામાં બાળચક્ષુ વડે જેવાં દેખાયાં, અનુભવાયાં તેવાં આલેખાયાં છે. તેથી ભાગ્યે જ કૃત્રિમતા કે આયાસ નજરે પડશે. શિશુમનને ભયથી ભરી દેતા વગડાનું વર્ણન મોરડિયા ડુંગર ઉપરથી દેખાતાં દશ્યો, વૃક્ષ ઉપર વાગોળની જેમ ઊંધા લટકીને વરસાદ જોવાનો આનંદ-આ બધાં એવાં સ્થાનો છે જયાં બાળકની દૃષ્ટિ અને સૃષ્ટિની પૂર્ણ સંગતિ જળવાઈ રહી છે.

'અમારી, ને ખાસ તો મારી પ્રિય રમત તે 'દુકાન દુકાન'ની દાદાને ઓટલે દુકાન માંડીએ. રેતી તે ખાંડ, માટીનાં ઢેફાં તે ગોળ, મગફળીના દાણા ને પૌવાં-મઠિયાં પણ ઘરમાંથી લાવીને દુકાનમાં ગોઠવીએ. દાદાએ બે મોટા કોડિયામાં ત્રણ ત્રણ કાણાં પાડી ત્રાજવું બનાવી આપ્યું હોય. પથ્થરનાં કાટલાંની તો ખોટ જ નહિ; ચલણી નાણાંની પણ તંગી નહિ. ફળિયામાં પડેલાં નળિયાંનાં ટુકડાઓને પથ્થર ઉપર ઘસી ગોળ પૈસા બનાવીએ. આવા પૈસા લઈને ઘરાક માલ લેવા આવે. મને આ પૈસા લેવામાં અને માલ જોખી આપવામાં બહુ મજા પડે. મોટેરાં કહે : 'આ બચુડો મોટો થશે ત્યારે એના મામા (મારા મામા ગંગાશંકર પુરાણીની કલોલમાં દુકાન ચાલે)ની જેમ દુકાન કાઢશે.' એ આગાહી સાચી નથી પડી. ઘરનો હિસાબ રાખતાં મને આવડતું નથી ને બજારમાં હંમેશાં છેતરાઉં છું એવું મારી પત્નીનું પ્રમાણપત્ર હું રળી શક્યો છું. હા, શબ્દનો વેપલો કરું છું-મોટો જોટો, મારા હિસાબે ને જોખમે. એમાં કમાણીમાં કંઈ મળ્યું હોય તો થોડી કીર્તિ જેનાં કોટડા પાડ્યાં પડી શકે એવાં છે; વેપાર ગમે ત્યારે ઉલાળી મૂકવો પડે, દેવાળું ફૂંકવું પડે એવો ભય સતત ઝઝૂમતો હોય છે.'

અહીં ફકરાના પૂર્વખંડમાં પ્રગટતી બાળલીલા આસ્વાદ્ય છે, પરંતુ ઉત્તર ખંડમાં ધીમે ધીમે પ્રગલ્ભતા, નિખાલસતા પ્રગટતી જાય છે. 'દુકાન દુકાન'ની રમતના સંદર્ભમાં 'શબદનો વેપલો' જેના કોટડાં પાડ્યાં પડી શકે એવી કીર્તિની 'કમાણી' 'દેવાળું' જેવી શબ્દયોજના સંગત અર્થપૂર્ણ છે. જોકે, આ ગદ્યતરાહમાં ક્યાં ક્યાં શિશુમનના નહિ, પરંતુ તે સ્થાને પ્રૌઢ કલ્પનાશીલ વ્યક્તિના સંવેદનો પણ રજૂ થઈ જાય છે. શિશુકથામાં શિશુ દ્વારા નિરખાતી સૃષ્ટિને સાદ્યંત યથાતથ રજૂ કરવામાં ઊંચો કળાસંયમ દાખવવો પડે. લટિયાં તલાવડીને જોતાં બાળકને રાક્ષસની આંખ સાંભરે તે સ્થળે કલ્પનામાં ભારે ઔચિત્યનાં દર્શન થાય છે. પરંતુ આદિવાસીઓના મેળાના વર્ણનમાં લેખક પોતાના બાળકપાત્ર પાસે કાનજી જીવીને યાદ કરાવે કે વતન છોડવાના પ્રસંગમાં 'સમયનો રથ મારા ભૂતકાળને કચરતો આગળ ને આગળ વધી

રહ્યો છે' ઇત્યાદિ કવિતા પોતાના કિશોરપાત્ર પાસે કરાવે તેમાં સાહજિકતા કેટલી ?

પ્રૌઢ, પ્રગલ્ભ અને નર્મમર્મમાં રાચતું ગદ્ય એ 'વનાંચલ'ના ગદ્યની બીજી પેટર્ન છે. આ ગદ્યને 'પ્રભાવજન્ય' કહ્યું છે તે એટલા માટે કે અમુક પ્રસંગો, વ્યક્તિઓ કે પદાર્થોના સંપર્કને કારણે તેમના વિશે લેખકના ચિત્તમાં અમુક સંસ્કાર પડે છે, ક્ષોભ ઉત્પન્ન થાય છે, જે નર્મમર્મ દ્વારા પ્રગટ થાય છે. જંગલમાં મંગલેશ્વર મહાદેવના જીર્ણ મંદિર વિશેના વર્ણનમાં ચિંતનસ્પર્શ, દીર્ઘ લયાન્વિત વાક્યો, 'જીર્ણોદ્ધાર તત્પરતા' જેવો સમાસ અને 'દેવોની વસ્તી વધારી' 'દેવાનું કથતી ચાટૂક્તિ ગદ્યની બદલાયેલી પેટર્નના સ્પષ્ટ સંકેતો આપે છે.

શ્રી જયન્ત પાઠક કવિ છે. તેમના કવિ વ્યક્તિત્વનો સુખદ પરિચય 'વનાંચલ'ના પાને પાને થતો રહે છે. 'વનાંચલ'માં એમણે કેટલીક સુંદર ઉપમાઓ યોજી છે. મોરડિયા ડુંગરને એમણે 'મુગ્ધાના સ્તન જેવો ઘાટીલો ને ગૌર' કહ્યો છે. અન્ય વનસ્પતિ વચ્ચે ઊભેલાં કઢાઈનાં તોતિંગ સફેદ રંગનાં વૃક્ષોને 'કાળીપરજની વચ્ચે આર્યજનની જેમ ઊભેલાં આલેખી એમણે એક ઉત્તમ ઉપમા સર્જી છે. શ્યામ અને શ્વેત રંગના વિરોધ દ્વારા, બે પ્રજાઓના વ્યક્તિત્વને વનસ્પતિમાં એમણે કેટલી સુભગ રીતે મૂર્ત કરી બતાવ્યાં છે ! 'પક્ષીઓનાં વેલ જેવાં પગલાં', 'અજવાળી છડા જેવી રાત' જેવી ઉપમાઓ પણ હૃદ્ય છે. અહીં, બ્રાહ્મણના છોકરાને ઉતરાણનું પીલ્લું 'લાડવા કરતાં બમણા કદનું' લાગે છે !

ત્રણ સાડા ત્રણ દાયકા પછી લેખક વતનમાં પ્રવેશે છે. વતનની સૂરત પલટાઈ ગઈ છે. લેખકે એ પરિવર્તનને સજીવારોપણ વ્યાપાર દ્વારા આલેખ્યું છે.

'જ્યાં કેડીઓ હતી ત્યાં રસ્તા થયા છે. કેડીઓ તો બિચારી વગડામાં સંતાતી સંકોચાતી ફરે, રખેને ઘાસ કે છોડ ધસી આવીને રંજાડે એવો એને ભય, પણ આ રસ્તા ! એમની તો જાણે શાહી સવારી ! સંકોચ તો એ શીખ્યા જ નથી ! સંકોચાવાનું તે વગડાને; ઝાડપાન બિચારાં આઘાં ખસીને જગા કરી આપે છે. આડાં થાય તો એમનું આવી જ બને, જાનથી જાય ! ને આ વગડો ! ક્યાં માણસને આશ્રય આપતો પેલો વનાંચલ ને ક્યાં આ માણસને આશ્રયે એની દયા ઉપર જીવતાં ઝાડવાં ! હવે તો જાણે પ્રકૃતિને સંસ્કૃતિની મહેરબાની ઉપર જ જીવવાનું !'

કેડીઓ અને રસ્તા, વનાંચલ અને ઝાડવાંના વિરોધમૂલક આ સજીવ ચિત્રો આધુનિક સંસ્કૃતિ વિશે લેખકની નારાજગી વ્યક્ત કરવા સાથે કવિની કલ્પનાશક્તિનો સુખદ પરિચય કરાવી જાય છે. "મંજીરાના રણકાર સાથે ભજન ઝરે"- અહીં "કરે" ને બદલે "ઝરે" ક્રિયાપદ યોજવામાં તેમજ "ગોરાઓ ચાહ પીએ ત્યારે આ લોકો છાહ પીએ"માં પ્રાસયોજના પણ નોંધપાત્ર છે. 'રેન્જ ફોરેસ્ટ ઑફિસર'નો પર્યાય લેખકે આપ્યો છે 'જંગલી ફોજદાર', જે ફોજદારના વ્યક્તિત્વને સમજવામાં ઉપકારક નીવડે છે.

'આદિવાસી વિસ્તારોમાં જ્યાં ઉજળિયાત માણસનું મોં પણ જોવા ન મળે એવાં ગામડાંમાં વહોરા ને વાણિયા વેપાર જમાવી પડ્યા છે ને કેટલાક 'તન કપડે' હતા તે 'બે પાંદડે' થયા છે.'

'અસહ્ય ગરીબી અને રોજનો ભૂખમરો છતાં આ પ્રદેશમાં ચોરીલૂંટનો ભય નથી, 'રામરાજ્ય' છે.'

ઉપરનાં બે દૃષ્ટાંતોમાં 'તન કપડે' 'બે પાંદડે' અને 'રામરાજ્ય' એ શબ્દોને લેખક અવતરણ ચિહ્નોમાં મૂકી ઠંડે કલેજે કરાતા કટાક્ષ વિશે આપણું ધ્યાન દોરે છે. એમ તો 'પરમ પવિત્ર ગોરદેવ' કહીને લેખકે પોતાના કુટુંબ ઉપર પણ કટાક્ષ ચલાવ્યો છે.

'વનાંચલ'ના ગદ્યમાં 'હણગું', 'ઠેપાડું', 'ઝૂલડું' જેવા શબ્દપ્રયોગો તેમ જ 'એ મરી જશે તો આઘડોય (ભલે), 'ગોરદેવ, ઘરમાં કાંઈ નેહે (નથી). 'ચોખલી, ભાળકે વેંછી !' કાળા કાળા મંકોડાને રાતી રાતી ઝીમેલો' જેવા વાક્યાપ્રયોગો, રૂઢિપ્રયોગો એક નવી ભાત ઊપસાવે છે. ચિત્તાના પાંજરાને લાત મારી 'સાલા કુત્તા' કહીને હસતો મહંમદ હુસેન કમાલન પણ ઝડપાયો છે. દાદાજી, પિતા, દાક્તર ભવાનીશંકર, નાનિયો, રામલો, દમલા માસ્તર આદિનાં શબ્દચિત્રો પણ સુરેખ અને તાદૃશ છે.

શિષ્ટ અને જાનપદી એમ બંને પ્રકારના ગદ્યની ઇબારતને કારણે વૈવિધ્ય સંભવી શક્યું છે. આમ, 'વનાંચલ'ની નાનકડી 'સ્મૃતિકથા'ના ગદ્યમાં શ્રી જયન્ત પાઠકે ગદ્યના જે સ્ફૂર્તિલા, ભાવોચિત અને કવિત્વમય ઉન્મેષો પ્રગટાવ્યા છે તે ખરેખર આનંદપ્રદ છે.



અભ્યાસલેખ

૫

# વ્યક્તિ નિમિત્તે સમષ્ટિની કથા : ‘વનાંચલ’

— ડૉ. ભરતકુમાર ઠાકર

**ઉછેર ને ઘડતર :**

અનુગાંધીયુગના આ સમર્થ સર્જકનો જીવનકાળ : ૧૯૨૦ થી ૨૦૦૩ છે. તેમનો જન્મ ૨૦-૧૦-૧૯૨૦ના રોજ હિંમતલાલ પાઠકના ઘરે થયો હતો અને દુ:ખદ અવસાન ૦૧-૦૯-૨૦૦૩ના દિવસ થયું હતું. તેમણે કાલોલ હાઈસ્કૂલમાંથી મેટ્રિક પાસ કરીને સુરતની એમ. ટી. બી. કૉલેજમાંથી સ્નાતકની પદવી મેળવી હતી. અહીં તેમના વિદ્યાગુરુઓ વિષ્ણુપ્રસાદ ત્રિવેદી અને વિજયરાય વૈદ્ય હતા. તેમણે ૧૯૪૫માં તે વડોદરાથી એમ.એ.ની પદવી મેળવેલ. પોતાના પર શ્રી અરવિંદ અને શેક્સપિઅરના સૂક્ષ્મ પ્રભાવને વિનમ્રભાવે તેમણે સ્વીકારેલ છે. ૧૯૩૮-૩૯માં તે ‘પ્રસ્થાન’, ‘કુમાર’ ને ‘સાર્વજનિકમ્’ પ્રગટ થયેલ તેમના સર્જને સૌ સાહિત્યરસિકોનું ધ્યાન તેમના પ્રતિ દોર્યું હતું. ‘આધુનિક કવિતા પ્રવાહ’ના અભ્યાસે તેમને માત્ર વિવેચક તરીકે જ ઘડ્યા નથી, પણ સર્જક કવિ તરીકેય ઘડ્યા છે. તેમના હૈયાના ઉદ્‌ગાર અનેક કાવ્યોમાં સુપેરે વાચા પામ્યા છે. આ કવિતામાં પ્રકૃતિ, પ્રણય, વતન, કુટુંબ એમ વિવિધ વિષયો છે તો તેમાં કાવ્યસ્વરૂપોનુંય વૈવિધ્ય છે. અંતે તો આ કવિતા ‘જીંહીહૈંજ‘દ્રીકિર્દું‘કુંકિન્ન કીર્હેંહપ્નજ’ જ છે અને તેથી ભાવકને હૈયાસોંસરી ઊતરી જાય છે.

**સ્મરણકથા :**

‘આત્મકથા’ લખવી અઘરી છે, કારણ તેમાં લેખક પોતે જ તેનો નાયક હોય છે. શિક્ષણ, નોકરી, ધંધાના કારણે બાળપણના નિર્દોષ ને નિર્મળ ભાવો, સ્વભાવો, સંબંધો છોડી વ્યક્તિને અન્યત્ર જવું પડે છે ને પછી એ પાત્રો-વ્યક્તિઓ, પ્રદેશ, નદી, પર્વત, પ્રકૃતિ, ધરતીની ધૂળ, ગામ, મહોલ્લો ને બાળપણના ગોઠિયા સૌની સ્મૃતિ વ્યક્તિને સતત સતાવે છે. આ સૌને જોવા-માણવા ને સ્મૃતિને વાગોળવાનો ઉપક્રમ સ્મૃતિમાં — સંસ્કરણમાં રહેલો છે. ‘માણ્યું તેનું સ્મરણ કરવું એય છે એક લ્હાણું’ ગણી અનેક આશા ને ઉમળકા સાથે એ માદરે વતન જવાય ને ત્યાં જાઓ ત્યારે જાણ થાય કે અતીત ભુલાઈ ગયો છે, વિજ્ઞાન કે નગર સંસ્કૃતિએ આધિપત્ય

સ્થાપી દીધું છે. આ સમયે થતી હૈયાની વેદના-સંવેદનાનાં સૂર રેલાઈ આવે છે. આ રીતે આત્મકથાના એક અંગરૂપ સ્મરણકથા છે.

**સીમાચિહ્નરૂપ સ્મૃતિકથા :**

અનુગાંધી યુગના કવિ-ગદ્યકાર જયન્ત પાઠક કૃત 'વનાંચલ' એ ગુજરાતી આત્મકથાસાહિત્યની સ્મૃતિકથારૂપે લખાયેલ ઉલ્લેખનીય ગદ્યકૃતિ છે. નર્મદની 'મારી હકીકત', નારાયણ હેમચંદ્રની 'હું પોતે', ગાંધીજીની 'સત્યના પ્રયોગો' ને કાકાસાહેબ કાલેલકરની 'સ્મરણયાત્રા' એ 'વનાંચલ'ની પુરોગામી આત્મકથાઓ છે. આ આત્મકથાઓમાંથી કાકાસાહેબની 'સ્મરણયાત્રા'ના આદર્શને કેન્દ્રમાં રાખીને જયંત પાઠકે 'વનાંચલ' આપી છે. જેમ 'સ્મરણયાત્રા'માં 'માણ્યું તેનું સ્મરણ' છે એમ અહીં પણ બાળક જયન્તના કિશોર જીવન સુધીનાં છૂટાંછવાયાં સ્મરણો આલેખાયાં છે. આથી આ કૃતિ 'સ્મરણયાત્રા'ની જેમ બધાં બાળકોની સ્મરણપોથી બની રહે છે, પરંતુ આની વિશિષ્ટતા એ છે કે એ માત્ર એકલા જયન્તના બાલ્યકાળની સ્નેહસ્મૃતિરૂપે પ્રગટ થાય છે.

**શૈશવનું 'આનંદપર્વ' :**

'વનાંચલ' એ લેખકના શૈશવનું 'આનંદપર્વ' છે. બાળપણ કોને નથી ગમતું ? રઘુપતિ જેવા ધીર અને અલ્પભાષી અવતારી પુરુષથી પણ સંસારનો તાપ અનુભવી બોલી નંખાયું હતું કે :

**जीवत्सु तातयादेषु नूतने दारसंग्रहे ।**
**भ्रातृभिश्चिन्त्यमानानां ते हि नो दिवसाः गताः ॥**

બાળપણ એ તો નચિંતતા અર્પતી સ્નેહની ભૂમિ છે. સ્નેહે અર્પેલી આવી નચિંતતા માનવી ફરી ક્યારેય અનુભવી શકતો નથી. આથી જ તે વારંવાર શૈશવને વાગોળે છે. 'વનાંચલ'માંય લેખક પોતાના આ શૈશવને સુંદર રીતે આલેખે છે. રામકૃષ્ણદેવે ક્યાંક પરમહંસને બાળક સાથે સરખાવેલ છે. બાળકને તેમ પરમહંસને - બંનેને પોતાનો દૃઢ અહંભાવ હોતો નથી. તેથી તેનું પોતાની આસપાસની સજીવ-નિર્જીવ સૃષ્ટિ સાથે તાદાત્મ્ય હોય છે. તે સમયે તેને મન એ જગત નિર્જીવ હોતું નથી. એ કાળમાં તો તેને નાના પાંચિકા, કચૂકા, નદીની રેત એ બધું જ રસાર્દ્ર લાગે છે. શૈશવની આ મુગ્ધ રસાર્દ્રતાને લેખકે ખૂબ સુંદર રીતે સ્મૃતિકથારૂપે ઢાળી છે.

**આત્મકથા તરીકે નહીં, સ્મૃતિકથારૂપે અવતરણ :**

કાકાસાહેબ કાલેલકરની 'સ્મરણયાત્રા'ની જેમ 'વનાંચલ' પણ સ્મૃતિકથારૂપે જન્મી છે. લેખક પોતે પણ એને સ્મૃતિકથા તરીકે જ ઓળખાવે છે અને તેથી જ લેખકે અહીં પોતાના જીવનના કિશોરવય સુધીનાં સંસ્મરણોને છૂટાંછવાયાં આલેખ્યાં

છે. અહીં આત્મચરિત્રકારના સમગ્ર જીવનની રેખાઓનો પરિચય મળતો નથી. અહીં તો સર્જકના શૈશવની આછીપાતળી રેખાઓનો જ પરિચય પ્રાપ્ત થાય છે અને તે પણ તેમના સમગ્ર કુટુંબ તથા પ્રદેશના સંદર્ભમાં. આથી જ આ કૃતિની વિશેષતા છે કે અહીં લેખક કે તેનો પરિવાર મધ્યમાં નથી. અહીં મિત્રો છે, પરિવાર છે પરંતુ તે પરિઘ ઉપર, કેન્દ્રમાં તો છે વનાંચલનું ગોઠ ગામ, તેની નદી, જંગલ, ખેતરો, આદિવાસી લોક.

સામાન્ય સ્મૃતિકથા 'મારા પિતા કે મારા દાદા આમ હતા. અમારું કુટુંબ આવું હતું.' જેવી ઉક્તિઓથી શરૂ થતું હોય છે. જ્યારે 'વનાંચલ' શરૂ થાય છે પૂર્વ પંચમહાલના વનાંચલના એક વિસ્તારના વર્ણનથી કે જેની વસ્તી મોટે ભાગે કોળી, ધારાળા, આદિવાસીની. આ આત્મકથામાં કુટુંબની વાત છેક ૩૪મા પાનેથી શરૂ થાય છે. પોતાની સ્મૃતિમાં પોતાના સમાજની આવી અભિન્નતા વણાઈ ગઈ હોય તેવું બહુ જૂજ જોવા મળે. આથી જ શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ યોગ્ય જ કહ્યું છે કે, "વનાંચલની કથામાં વતન સાથેના મુગ્ધતાના તંતુઓનું નિબંધન કથાવર્ણન અને કવિત્વથી રસમય બન્યું છે."

સર્જકના શૈશવનું સામાજિક મૂલ્ય આ કૃતિમાં પ્રગટે છે. સામાન્ય સ્મૃતિકથાઓ અંગત જીવનનાં આલેખનોથી શરૂ થતી હોય છે... જ્યારે 'વનાંચલ' તો 'પૂર્વ પંચમહાલના વનાંચલ વિસ્તારને એક પ્રદેશ તરીકે મૂલવીને આગળ વધે છે. કુટુંબની વાત તો છેક છેલ્લે આવે છે. પણ કેન્દ્રમાં તો છે સર્જકનું ગોઠ ગામ, એની નદી, જંગલો, ખેતરો, આદિવાસી લોક વગેરે. વનાંચલની રસાર્દ્રતાનું કામણ જ કાંઈક અલગ છે. શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી નોંધે છે કે, "વતન સાથેની મુગ્ધતાના તંતુઓનું આ બંધન છે. એની સામગ્રીની નવીનતા ને શૈલીની ઋજુતા વાચકના શૈશવને જાગ્રત કરે છે, એના હૃદયમાં મધુર વિષાદનો સંચાર કરે છે. લેખકની કલ્પના, વિદ્યા કે વિદગ્ધતાની ગ્રામજીવનની ભાવનાને આસમાની રંગે રંગી નથી; પરંતુ એના ક્ષુદ્ર જણાતા વાસ્તવમાં પણ શૈશવની નિર્વ્યાજ આંખે સંપત્તિ અને કૌતુક નિહાળ્યાં છે. ગુજરાતના પૂર્વ સીમાડાના જાનપદી જીવનના ચિત્રલેખે પણ વનાંચલે ગુજરાતી સાહિત્યમાં ભાત પાડી છે."

**જન્મભૂમિની સ્મૃતિરૂપ કથા :**

અહીં શૈશવની સ્મૃતિનું આલેખન છે. પરંતુ એની વિશિષ્ટતા એ છે કે એમાં આત્મચરિત્રકારની એ બાલસ્મૃતિ સમગ્ર જન્મભૂમિની સ્મૃતિરૂપે પ્રગટી છે. તેથી જ તો અહીં કેન્દ્રમાં લેખક કે તેનો પરિવાર નથી. અહીં ચરિત્રનાયક પોતે, એમનું કુટુંબ, મિત્રો આદિ બધું છે ખરું પરંતુ કેન્દ્રમાં છે નદી, પર્વત ને આદિવાસી લોક ને તેની લાક્ષણિકતાઓ જ જોવા મળે છે.

**પ્રકૃતિસૌંદર્ય :**

અહીં સર્જક પોતાના પ્રદેશની પ્રાકૃતિક લાક્ષણિકતાઓ અને સૌંદર્યને વર્ણવે છે. પોતાના ગામની નજીક આવેલ જંગલનું વર્ણન તેઓ ખૂબ સુંદર આપે છે :

"ગોઠ ગામની પૂર્વમાં પસાયતું મૂકીએ એટલે તરત જંગલ આવે. સાગ, ખાખરા, બાવળ, આમલી, અનૂરીઓ, કોઠી, આંકોલ ને કડાનાં નાનાંમોટાં ઝાડ. એમાં એક બે કઢાઈનાં તોતિંગ સફેદ રંગનાં વૃક્ષો, કાળી પરજની વચ્ચે આર્યજનની જેમ ઊભેલાં."

વળી, આ જંગલમાં આવેલ વૈજનાથનું મંદિર અને એનું સૌંદર્ય, વૈજનાથની મૂર્તિ - આ જોઈને સર્જકના બાળમાનસમાં ઉદ્‌ભવતા ભાવો પણ લેખકે સુંદર રીતે આલેખ્યા છે. લેખક કહે છે :

"વૈજનાથનું ત્રિનેત્ર, મૂછવાળું, કોઈ રજપૂત યોદ્ધાના મસ્તક જેવું શિવમસ્તક ખરેખર આકર્ષક છે. ગર્ભાગારના અંધારામાં, આરતીના ધ્રૂજતા આછા અજવાળામાં એ મૂર્તિનું દર્શન ભક્તિ કરતાં ભય વધારે ઉપજાવતું... આજુબાજુનો ઘોર અંધકાર, તમરાંનાં ચિત્કાર, ઉત્તર પાસે જ નદી પાસેનું સ્મશાન, બાવાની સમાધિઓ, પીરની દરગાહ, નદીકાંઠે જંગલમાંથી પાણી પીવા ઊતરતાં શિયાળવાનું રુદન આ બધું અમને ભયથી ભરી દેતું."

આત્મચરિત્રકાર અહીં જેમ આ પ્રદેશના પ્રાકૃતિક સૌંદર્યને આલેખે છે તેમ આ પ્રદેશના વ્રતો, ઉત્સવો અને મેળાઓનું ય વર્ણન આપે છે. ગોકળ આઠમ અને શિવરાત્રિના મેળાઓની વાત કરતાં તેઓ કહે છે :

"આ મેળાઓમાં પંદરવીસના ટોળામાં નાચતા સ્ત્રી-પુરુષો, એમના હલકભર્યે કંઠે ગવાતાં ગીતો, કડલાંનો તાલ, અંગોમાંથી ઊડતો ઉલ્લાસનો ગુલાલ આ બધું નિહાળીને આપણને લાગે જ કે આ ઉલ્લાસ એ જીવનનો માંદલો ઉલ્લાસ નથી; પળે પળે જીવનમરણના જંગમાં ઝૂકી રહેલા લોકોનો સ્વાભાવિક ઉલ્લાસ છે."

વળી, સર્જક આ પ્રદેશના લગ્ન અને મરણને, એ સમયનાં રીતરિવાજોને ય વર્ણવે છે. બાળલગ્નોમાં વરવહુ નાનાં હોય તો ક્યારેક વરવહુના માતા-પિતા બંનેને ટોપલામાં લઈ લગ્ન કરાવે એનું પણ વર્ણન કરે છે. ત્યાંની પ્રજા ખૂબ ગરીબ. ઘણી વાર આ લોકોથી ગોરનું દાપું ચૂકવવાનું પણ ના બને. એમાંથી ઘણી વાર કરુણતા સર્જાય. એક નાના છોકરાની 'છેટી'નો પ્રસંગ આ રીતરિવાજો પાછળનું કારુણ્ય લેખક હૃદયસ્પર્શી બનાવે છે.

આ કૃતિમાં લેખકે વનાંચલનું માત્ર સૌંદર્ય જ નથી આલેખ્યું. સૌંદર્યની સાથે સાથે તેમણે બાળપણમાં ભય ઉપજાવનારા, ખેદ, જુગુપ્સા, કલેશ જન્માવનારા પ્રસંગો પણ ચીતર્યા છે. ખાસ કરીને દેશી રાજ્યના અમલદારોનો ત્રાસ અને લોકોની

ગરીબીને કારણે જન્મતાં કષ્ટો પર તેમણે શૈશવના માધુર્યની બિછાત બિછાવી નથી. ચોરીના ખોટા આરોપ માટે કુટાઈ પિટાઈને શહીદી વહોરનારા નાનિયાને અને રામલાને એમણે સજીવ કરીને વાચક સમક્ષ રજૂ કર્યો છે. તેવી જ રોટલાની મૂંઝવણે અપંગ પતિને રસ્તા પર હડસેલી દેનાર ધૂળીમાશી, બાપુનું સરવણું કરવા બેસતી વખતે ગોરની 'છેટી' (પોતડી) પહેરનાર બાળકની નિરાધારતા - ઢાલની આ બીજી બાજુ પણ તેમણે ચીતરી છે. વરસતી લૂમાં દાઝતા પગે ખાખરાના ચંપલ બાંધવા પડે, બે આનાનું અફીણ લેવા દાણીની ગાળોય ખાવી પડે, કે ઉપલો વરણ નીચલા વરણ માટે કહે, 'એમને તો ના દઝાય, ખરહાણીની જાત.' - એવાં વરવાં ચિત્રો પણ સર્જકે અહીં આપ્યાં છે.

**શબ્દચિત્રોસભર સ્મૃતિકથા :**

આખીય આત્મકથા શબ્દચિત્રોથી સભર છે. આમ, અહીં વનાંચલનો આખોય પ્રદેશ કેન્દ્રસ્થાને છે. આ પ્રદેશની પ્રાકૃતિક ખાસિયતોથી માંડીને તેમની સામાજિક ખાસિયતો, તેના વ્રતો-ઉત્સવો, મેળાઓ, તેનું દૈનિક જીવન, તેના રીતરિવાજો, તેમની ભૂખ, ગરીબાઈ, લાચારી, વહેમ, તેમની ઉપર ગુજારાતો જુલમ, આ જુલમની વચ્ચેય પ્રગટતું તેમનું આંતરિક હીર - આ બધાંને જ આત્મકથાકારે મુખ્યત્વે આલેખ્યાં છે. આ બધાંને આલેખવામાં લેખક પોતે, લેખકનું કુટુંબ ગૌણ બની ગયાં છે, પરિઘ પર આવી ગયાં છે. પોતાની સ્મૃતિમાં પોતાના સમાજની આવી અભિજ્ઞતા વણાઈ જાય એ તો વિરલ જ કહેવાય. આથી તો ગુજરાતી આત્મકથા સાહિત્યમાં આ કૃતિ વિશિષ્ટ બની રહે છે.

**વ્યક્તિ નિમિત્તે વસ્તુતઃ સમષ્ટિની કથા :**

'વનાંચલ'માં ચરિત્રનાયક અને તેનું કુટુંબ તો એક નિમિત્તભૂત અવલંબન માત્ર છે. એ અવલંબનનો ઉપયોગ કરી લેખકે આલેખ્યું છે ગુજરાતના પૂર્વસીમાડાના જાનપદી લોકજીવનને. ડુંગરા ને જંગલોથી ભર્યાભર્યા એ પ્રદેશની રમ્યરૌદ્ર પ્રકૃતિ અને તેની વચ્ચે વસતા લાખો આદિવાસી માનવીઓનાં તીવ્ર સંઘર્ષમય જીવન - એ જ 'વનાંચલ'નો મુખ્ય આલેખ્ય વિષય છે. લેખકે એ આદિવાસી પ્રજાના દરિદ્ર કંગાળ જીવનને, એમને સહેવા પડતા જુલ્મો અને શોષણને, એમના ભૂખમરા અને લાચારીને, એવા ભયંકર જીવનસંઘર્ષ વચ્ચે પણ ભાવસભર રેલાતા મેળા, તહેવારો કે લગ્ન જેવા અવસરોએ વળી પાછા ઊભરાતા જીવનોલ્લાસને અહીં સબળ અને ઝીણવટભરી વાચા આપી છે. 'મેં ચોરી કરી નથી; કબૂલ શી રીતે કરું ?' એવો સત્યાગ્રહ રાખી અસહ્ય મારઝૂડ અને શારીરિક ત્રાસ વેઠતો નાનિયો, એવી જ અમાનુષી ને અકારણ મારઝૂડનો ભોગ બની પોલીસ અમલદારોને હાથે મરી પરવારતો રામલો, રોટલાના અભાવે મરવા પડેલા અપંગ પતિને એની વૃદ્ધાવસ્થામાં ઘર બહાર કાઢી

મૂકતી ધૂળી માશી, બે-ત્રણ દિવસના ઉપવાસ ભાંગવા, દાતણની ઝૂડીના બદલામાં લાચારીપૂર્વક થોડું ખાવાનું માગતી ચોખલી હરિજન, ગામથી આઠ-દસ ગાઉ દૂર મજૂરી માટે ફાંફા મારતાં આદિવાસી સ્ત્રી-પુરુષોનાં અર્ધનગ્ન ટોળાં અને એમનાં ભૂખ્યાં રોગિષ્ટ છોકરાં - 'વનાંચલ'નાં સાચાં ચરિત્રનાયકો તો આ બધાં છે. 'વનાંચલ' જેટલી જયન્ત પાઠકની કથા છે તેનાથીય વધુ તો આ બધાંની કથા છે. આ વિશાળ અને દુઃખદગ્ધ માનવસમૂહના વહેમો અને માન્યતાઓ, એમના સામાજિક રીતરિવાજો અને વારતહેવારો, એમના ગુણો અને દોષો - બધું જ અહીં તીવ્ર અનુકંપા સાથે આલેખાયું છે. ચરિત્રનાયક અને એમનું બાળપણ આ વિશાળ સમષ્ટિજીવનના એક અંગભૂત અંશરૂપે જ અહીં પ્રગટે છે અને તેથી 'વનાંચલ' વ્યક્તિની કથા હોવા છતાં જાનપદી જનસમૂહની કથા - બહુધા વ્યથાકથા - બની રહે છે. શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી કહે છે તે ખૂબ સાચું છે કે, 'આ 'વનાંચલ'માં ગુજરાતના પૂર્વસીમાડાના જાનપદી જીવનનું વરવું ચિત્ર આપણને પ્રાપ્ત થાય છે.'

**ઢાલની બીજી બાજુ : કડવી વાસ્તવિકતાનું ચિત્રણ :**

આત્મકથાકારે અહીં ગામડાનું માત્ર સ્વપ્નશીલ ને આનંદસભર સ્વરૂપ જ ચીતર્યું નથી. તેમણે તો ગામડાની ત્રાસ ઉપજાવતી વાસ્તવિકતાય આલેખી છે. આ સંદર્ભમાં 'દર્શક' પ્રસ્તાવનામાં કહે છે, "ભાઈ પાઠકે પોતાની બાલ્યાવસ્થામાં ભય ઉપજાવનારા, ખેદ, જુગુપ્સા, કલેશ ઉપજાવનારા પ્રસંગો પણ ચીતર્યા છે. દેશી રાજયના અમલદારોનો ત્રાસ અને લોકની ગરીબાઈમાંથી જન્મતાં કષ્ટો પર તેમણે શૈશવના માધુર્યની બિછાત બિછાવી નથી. ચોરીના ખોટા આરોપ માટે કુટાઈ-પિટાઈને શહીદી વહોરતા નાનિયાને ને રામલાને સજીવ કરીને એમણે ભારે સેવા બજાવી છે. એવી જ રીતે રોટલાની મૂંઝવણે અપંગ પતિને રસ્તા ઉપર હડસેલી દેનાર ધૂળી માશી અને બાપુનું સરવણું કરવા બેસતી વખતે ગોરની 'છેટી' પહેરનાર બાળકીની નિરાધારી - ઢાલની બીજી બાજુ પણ એમણે ચીતરી છે." ઢાલની આ બીજી બાજુ જ આ નાનકડી સ્મરણપોથીની વિશેષતા છે.

**મુગ્ધતાસભર પ્રવૃત્તિચિત્રણ, વર્ણનકમળ :**

કવિ જયન્ત પાઠકનાં સુભગ દર્શન આ આત્મકથા કરાવે છે. ગદ્યદેહે વિચરતા તેમના જીવનની આ સ્મૃતિકથામાં કવિ જયન્ત પાઠકનો આત્મા ડોકાઈ ગયો છે અને તેથી જ આ કૃતિ ગદ્યદેહે વિચરતી હોવા છતાંય લાગણીની સઘનતાની અભિવ્યક્તિની બાબતમાં ઊર્મિકાવ્યની મુદ્રા ધરાવે છે.

સદ્ય સંવેદનશીલતા અને સૂક્ષ્મ, માર્મિક સૌંદર્યદૃષ્ટિ - સાચા કવિનાં આ બે પ્રમુખ ગુણલક્ષણોનો સભર અનુભવ 'વનાંચલ'માં ઠેર ઠેર થાય છે, અને તેથી આ

નાનકડી સ્મૃતિકથાના અનેક પરિચ્છેદો 'નરી કવિતા' જેવા રસાત્મક અને આસ્વાદ્ય બન્યા છે.

'વનાંચલ'ના આરંભમાં જ આત્મકથાકારે કવિની મુગ્ધ નજરે નિહાળેલું પોતાના વતનનું સૌંદર્ય વર્ણવ્યું છે. જયન્ત પાઠકનું વતન છે ગોઠ ગામ. આ નાનકડા મૂઠી જેવા ગામને ઘસાઈને એક નાનકડી નદી વહી રહી છે જેનું નામ છે કરડ નદી. નાનકડી હોવા છતાં આ કરડ નદી બારે માસ પાણીથી ભરેલી રહે છે. એ નદીને સામે કાંઠે ઉત્તર દિશામાં એક ડુંગર આવેલો છે - મોરડિયો ડુંગર. એના સૌંદર્યને વર્ણવતાં લેખક કહે છે : 'મુગ્ધાના સ્તન જેવો ઘાટીલો અને ગૌર'. અને એની ઉપરનાં સાગનાં વૃક્ષોને તેઓ 'અસ્ફુટ ભાવના આછા રોમાંચ' તરીકે વર્ણવે છે. આવું સજીવ સૌંદર્ય કવિની મુગ્ધ અને સૌંદર્યપૂર્ણ નજર જ પારખી શકે.

તો વરસાદના દિવસોમાં વર્ષાની એ ભીની સુગંધ, લીલી તૃણપત્તીઓ, દેવની ગાયને દોડાવવાની મજા, વાગોળની જેમ ઊંધા લટકી વરસાદને નિહાળવાની મજા અને કાન ઉપર હથેળી ઢાંકી ઉઘાડવાસ કરવાથી મળતું સંગીત લેખક કવિત્વમય રીતે વર્ણવે છે :

> **"વરસાદના એ દિવસો યાદ આવે છે. પસાયતામાં નજર કરીએ તો લીલાં લીલાં તૃણની પત્તીઓ હવામાં થરકી રહી છે, કુંવાડિયાના પાન ઉપર ઝિલાયેલાં વરસાદનાં ટીપાંનાં મોતી આંગળીઓ વડે ખેરવી નાખવાની મજા આવે છે. લાલ લાલ દેવની ગાયને નાનકડી સળીથી દોડાવીએ તો વળી મૂઠીમાં રાખી ગલીપચી પણ અનુભવીએ... શેરીમાં ઊભેલી આંબલીનાં ગરેલા મોર સાથે વહેતા પાણીમાં ફોરાંનાં ફૂલ ફૂટે... બારણે બેસવા માટેની એક પાટ; પાટ ઉપર ભીંતમાં થોડા થોડા અંતરે લાકડાની બે ખીંટીઓ. એ ખીંટીએ પગ ભરાવી વાગોળની જેમ ઊંધા લટકીને વરસાદને જોવાની ખૂબ ગમ્મત આવે... એકધારો વરસાદ પડતો હોય ત્યારે ઉપર હથેળીઓ ઢાંકી ઉઘાડવાસ કરવાથી જે સંગીત મળતું તે તો આજેય માણી લેવાનું મન થાય..."**

સરસ, આહ્લાદક, કાવ્યમય આ વર્ણન છે.

ગામને છેડે આવેલું પસાયતું... અને પસાયતાને મૂકીને આગળ આવતું જંગલ... 'જંગલમાંના સાગ, ખાખરા, બાવળ, આમલી, અમૂરીઓ કોઠી, આંકોલા ને કડાનાં નાનાંમોટાં ઝાડ... અને એમાં એક બે કઢાઈનાં તોતિંગ સફેદ રંગનાં વૃક્ષો, કાળી પરજની વચ્ચે આર્યજનની જેમ ઊભેલાં'. આ ઉપમા અત્યંત કાવ્યમય ને ચિત્રાત્મક છે.

આવું જંગલ, આવું પોતાનું ગામ લેખકને છોડવું પડે છે. પિતાનું મૃત્યુ એમને માના ખોળા જેવા આ વનાંચલને છોડીને બહેનને ત્યાં શહેરમાં જવાની ફરજ પાડે

છે. વહાલા વતનને અને એની આ મસ્ત સંતર્પક પ્રકૃતિને છોડતા સમયની બાળલેખકના હૃદયની વેદના પણ અત્યંત ઋજુ અને કાવ્યમય રીતે વ્યક્ત થઈ છે; વિદાયના એ પ્રસંગને વર્ણવતાં લેખક કહે છે :

**"જૂન માસમાં એક વહેલી સવારે, ભીડભાંખડે ગાડું જોડાય છે. ગાડામાં મારા બનેવી, બહેન ને હું ગોઠવાયાં છીએ... ગાડું ઊપડે છે. પસાયતામાં થઈને ગાડું નેળે પડે છે ને કરડ નદી પરના ઢોળાવ પરથી નીચે નદીની રેતમાં ઊતરે છે. રોજ મારાથી ખૂંદાતી એ પરિચિત રેતી ગાડાનાં પૈડાં નીચે પીલાય છે; શરીર ગાડામાં બેસી શહેરમાં જવા નીકળ્યું છે... ભવિષ્ય ભણી ગતિ કરી રહ્યું છે, હૃદય ભૂતકાળને પકડવા પાછું દોડી રહ્યું છે; ગાડાની પાછળ બાંધેલા ઢોરની જેમ ના છૂટકે આગળ વધી રહ્યું છે."**

આખુંય વર્ણન શકુંતલાની વિદાયના પ્રસંગની યાદ આપે છે.

કાવ્યમયતામાં આ આત્મકથાનું અંતિમ પ્રકરણ તો શિરમોર સમું છે. લેખકના કવિત્વનો ઉત્તમ પરિચય આ પ્રકરણમાં થાય છે. બાળપણ વીતી ગયું છે... વતન સાથેનો મુગ્ધતાનો તંતુ તૂટી ગયો છે. કઠોર વાસ્તવની તાપણીમાં તપવાનું શરૂ થાય છે. અને છતાં પણ વતનનું એ મુગ્ધ ચિત્ર લેખકનાં મન-અંતરમાં એવું જ જડાઈ રહ્યું છે. જિંદગીના સાડાત્રણ દાયકા વિતાવીને કવિ પાછા વતનમાં આવે છે... શૈશવમાં માણેલા વતનના એ સૌંદર્યને ફરીથી જોવા અને માણવા. પણ... અનુભવ કંઈક જુદો જ થાય છે : "કેવું પરિવર્તન ! એક વાર અહીં આગગાડીની વાત માનવા પણ કોઈ તૈયાર નહોતું, આદિવાસી કહેતો : 'બળદ વગર ગાડી ચાલી જ ન શકે.' ત્યાં ધમધોકાર એસ. ટી. ચાલે છે. આદિવાસીના અંગ પર લંગોટીને બદલે થેપાડાં ને ઘૂઘરિયાળાં બટનવાળાં લીલા ખમીસ ને માથે ફાળિયા જોવા મળે છે. એક વારનું આ ગીચ જંગલ, વાઘ ને લૂંટારુઓથી ભરેલું એવું જંગલ આજે આછું થઈ ગયું છે. ગણ્યાંગાંઠ્યા ઝાડવાં ઊભાં છે, ખેતરો ને વસ્તીના વધતા જતા આક્રમણથી વગડો છિન્નભિન્ન થઈ ગયો છે, જ્યાં કેડીઓ હતી ત્યાં રસ્તા થઈ ગયા છે... કેડીઓ તો બિચારી વગડામાં સંતાતી-સંકોચાતી ફરે, રખેને ઘાસ કે છોડ ધસી આવીને રંજાડે એવો એને ભય. પણ આ રસ્તા ! એમની તો જાણે શાહી સવારી ! સંકોચ તો એ શીખ્યા નથી ! સંકોચાવાનું તે વગડાને ! ને આ વગડો ! ક્યાં માણસને આશ્રય આપતો પેલો વનાંચલ ને ક્યાં આ માણસને આશ્રયે, એની દયા ઉપર જીવતાં ઝાડવાં ! હવે તો જાણે પ્રકૃતિને સંસ્કૃતિની મહેરબાની ઉપર જ જીવવાનું !" વિભૂતિ-ભૂષણના 'આરણ્યક'નો જ જાણે કોઈ ફકરો ! પણ અનુભૂતિ એક હોય ત્યાં વાણી એક જ નીકળેને !

પોતાના વતનનું ગામ ઉજ્જડ થઈ ગયું છે, પોતાનું ઘર તો છે જ નહિ, વડ

ઊખડી ગયો છે; બંધ બંધાતાં નદી પાતળી સેર જેવી બની ગઈ છે; કાળા ખડકો હાડપિંજર સમા પડ્યા છે, વૈજનાથના મહાદેવ પણ 'સુધરી' ગયા છે, ઝરખના છીંકોટા, કાલુડીનું રુદન, શાહુડીનાં પીંછાં કે વાઘનાં પગલાં કશું નથી, વૃક્ષોની આડશ દૂર થઈ છે ને સાથે ભયનો, ગૂઢતાનો રોમાંચ પણ નષ્ટ થયો છે. પાસેનું ઘોઘંબા તો નાના કસબા જેવું બની ગયું છે : હોટેલ છે; થાળીવાજાં વાગે છે, ખાસ્સું બજાર થઈ ગયું છે; બધાંના મોં પર 'સુધરેલા' જીવનનો રંગ ચળકે છે.

આ પછાત પ્રદેશ પાંત્રીસ વર્ષમાં તો ઘણો ઘણો સુધરી ગયો છે, સગવડો અને કદાચ સમૃદ્ધિ પણ વધી છે. પ...ણ એ બધામાં પેલો મસ્ત માદક 'વનાંચલ' ક્યાં છે ? એને ખોઈને જ આ બધી સિદ્ધિ મેળવી છે શું ? લેખક પોતે જે પ્રકૃતિને ખોળે ફરી એક વાર આળોટવા સાડા ત્રણ દાયકા પછી અહીં આવ્યા હતા તે માતા સમી પ્રકૃતિ ક્યાં છે ? લેખકનું હૃદય એ લુપ્ત થયેલા વનાંચલને જોઈ મૂંગો હાહાકાર કરી ઊઠે છે. મન મૂંઝાય છે, ઉદાસ થઈ ગયું છે. લેખકની આંતર વ્યથા-વેદના તેમના જ શબ્દોમાં આ છે :

> **"કોઈ અજાણ્યા મુલકમાં આવી પડ્યો હોઉં એમ લાગે છે. ગોઠતું નથી. મારું માટીનું ખોરડું, મારી સલિલસભર નદી, મારો વગડો - બધું ગયું. ભૂતકાળ ભૂંસાઈ ગયો છે, ભૂંસાઈ રહ્યો છે; વ્યગ્રતાથી છૂટવા હું સાંજે ઘરેથી નીકળું છું. કોતર ઉપર થઈને ગોઠમાં પ્રવેશું છું - ઉઘાડા ચોતરા વચ્ચે હજી પેલા તડકેશ્વર મહાદેવ બેઠા બેઠા તપ તપે છે. સંહારના સ્વામી સંહારલીલાને નિશ્ચલતાથી, નિર્મમ નેત્રે નિહાળી રહ્યા છે. લોકક્ષયકૃત કાળને રોકનાર અહીં કોઈ નથી. આંબલીઓ ને લીમડા ઊભા છે, પણ એની ઉપર ચડનારને નીચે ઉતારનાર કોઈ નથી... ફળિયામાંથી પસાર થાઉં છું, મને જોનાર ત્યાં કોઈ નથી, કૂતરુંય નથી કે મને અજાણ્યો ગણીને ભસે ! રહ્યાંસહ્યાં ઝાડવાંને પૂછું છું, 'ઓળખો છો ?' જવાબમાં માથું ધૂણાવી કહે છે, 'ના, ના.' આ ભૂમિ પૂરતો જાણે હવે હું કોઈ જીવતો માનવી નથી, પ્રેત છું. વાસનાદેહે વિચરું છું."**

કેવી ગૂંગળામણ ! કેવી માર્મિક વ્યથા-વેદના ! એ વેદનાને આલેખતા શબ્દો ભલે ગદ્યદેહે આવ્યા હોય પણ એનું આંતર પોત તો પદ્યનું જ - ઊર્મિનું જ છે.

બદલાયેલા ને અજાણ્યા, અપરિચિત માનવી જેવા બની ગયેલા એ વતનનું દૃશ્ય ન સહેવાતાં લેખક ઊંડા વિષાદ અને રિક્તતાની લાગણી સાથે બીજે દિવસે સવારે જ ત્યાંથી પાછા ફરી જાય છે. વતનથી એમ પાછા ફરતી વખતની એમની ખિન્ન મનોદશાનો ચિતાર પણ અત્યંત કાવ્યમય છે. જયન્ત પાઠક કહે છે :

> **"એક આખું જગત મારા ચિત્તમાં બરાબર વસી ગયું છે. વર્તમાનના સંદર્ભમાં હું આ ભૂમિનો નથી, તો હૃદયથી આ ભૂમિથી કદી છૂટો પડી શકવાનો નથી.**

આમ 'છે' અને 'નથી', 'છું' અને 'નથી'ની વિચિત્ર લાગણી થાય છે... સવારે મોટરમાં વિદાય થાઉં છું. ઊંચાનીચા રસ્તા ઉપર આંચકા આપતી મોટર એકધારો અવાજ કરતી ચાલી જાય છે. વધતા જતા અંતર સાથે હું ચિત્તમાં ઊગેલા મારા વનાંચલમાં વધુ ને વધુ ઊંડો પ્રવેશતો જાઉં છું. નાની નાની કેડીઓ જેવી કાવ્યપંક્તિઓ મનમાં ઊઘડી રહે છે :

**અહીં હું જન્મ્યો'તો વનની વચમાં તે વન નથી,**
**નથી એ માટીનું ઘર, નિજ લહ્યાં તે તન નથી;**
**અજાણ્યા તાકી રહે વદન મુજને સૌ સદનમાં,**
**વળી પાછો મારે વનઘર હું! મારા જ મનમાં."**

ઋજુ ને વિષાદમય સંવેદનોની કેવી માર્મિક અભિવ્યક્તિ અહીં સધાઈ છે !

કહે છે કે હૃદયનો ભાવ જ્યારે ઘનીભૂત સ્વરૂપ ધારણ કરે છે ત્યારે કવિતામાં વહે છે. કવિતાને કોઈકે 'પ્રબળ લાગણીઓના સહજોત્થ ઊભરા' તરીકે ઓળખાવી છે. આ બંને કસોટીએ કસતાં 'વનાંચલ'ના ઘણાબધાં અંશોમાં શુદ્ધ કવિતાનાં દર્શન થશે. અહીં લાગણીઓ સઘન અને તીવ્ર છે; અ...ને એવી સઘન લાગણીઓ સહજ ઊભરારૂપે પ્રબળતાથી બહાર વહી પણ આવી છે. આ દૃષ્ટિએ 'વનાંચલ'ને ગદ્યદેહે વિચરતા ઊર્મિકાવ્ય તરીકે ઓળખાવવામાં કશો અવિવેક નથી.

ગદ્યશૈલીની વિવિધ છટાઓ :

અંગ્રેજીમાં કહેવત છે કે style is a man - શીલ તેવી શૈલી - એ ન્યાયે પ્રત્યેક સર્જકની શૈલીમાં આગવી લાક્ષણિકતાઓ હોય છે. જયન્ત પાઠક એક સારા ગદ્યકાર અને કવિ પણ છે. અને તેથી એક કવિ પાસે અપેક્ષિત કલ્પનાશક્તિ ને ચિત્રાત્મકતા એમની પાસે હતી જ. વળી અલંકારવૈભવ ને વર્ણનોની વિવિધ છટાઓ પણ તેમની ગદ્યશૈલીમાં જોવા મળે છે. નર્મ-મર્મ ને કટાક્ષનું આલેખન પણ આત્મકથાકાર ખૂબ સહજતાથી કરે છે. બાળકના સંવેદનશીલ અને ગ્રહણશીલ મનથી તેમણે જે જોયું અને અનુભવ્યું છે તે તેમણે **અકૃત્રિમ અને અનાયાસ** શૈલીમાં ઉતાર્યું છે.

આ કૃતિમાં જયન્ત પાઠકનો કવિઆત્મા વારંવાર ડોકાય છે. અને તેથી જ તેમની આ આત્મકથા ગદ્યદેહે વિચરતા ઊર્મિકાવ્ય જેવી બની છે. કવિની મુગ્ધ નજર પોતાના વતનના પહાડો, નદી અને ઘરોમાં રહેલા સૌંદર્યને પારખે છે ને અભિવ્યક્ત કરે છે. વરસાદના દિવસોમાં વર્ષાની એક ભીની સુગંધ, લીલી તૃણ પત્તીઓ, દેવની ગાયને દોડાવવાની મજા અને કાન ઉપર હથેળી ઢાંકી ઉચ્છ્વાસ કરવાથી મળતું સંગીત કવિ કાવ્યમય રીતે વર્ણવે છે. છેલ્લા પ્રકરણમાં તો ભારોભાર કાવ્યત્વ જ ડોકાય છે. જૂન માસમાં વહેલી સવારે એક ગાડું જોડાય છે. પિતાનું મૃત્યુ લેખકને દૂર કાલોલ તરફ લઈ જાય છે. "શરીર ભવિષ્ય ભણી ગતિ કરી રહ્યું છે,

હૃદય ભૂતકાળને પકડવા પાછું દોડી રહ્યું છે. ગાડા પાછળ બાંધેલા ઢોરની જેમ ઘસડાતી, ના છૂટકે આગળ વધી રહેલી" પોતાની જાતનું લેખકે હૃદયસ્પર્શી વર્ણન કર્યું છે. વતનના સૌંદર્યને ફરી માણવું છે, પણ અનુભવ કંઈક જુદો જ થાય છે, અને એ જુદા અનુભવમાંથી નીપજતી વેદના અહીં કાવ્યાત્મક રીતે આલેખાઈ છે.

આ જ વાત વર્ણનોના સંદર્ભમાંય છે. 'વનાંચલ'નાં કેટલાંક વર્ણનો તો **જીવંત ચિત્રો** ખડાં કરે છે. પોતે જ્યાં વસે છે તે પ્રદેશનું પ્રાકૃતિક સૌંદર્ય લેખકે કાવ્યાત્મક રીતે આલેખ્યું છે. નદી, ડુંગરા, જંગલો અને ખેતરો - આ બધું એમની સરળ પ્રાસાદિક વાણીમાં મૂર્ત બની ઊઠ્યું છે. સરકારી અમલદારોના ત્રાસનું વર્ણન પણ મૂળ વાસ્તવિક ને કારુણ્યસભર છે.

આ સ્મૃતિકથામાં **વ્યક્તિચિત્રો** પણ સહજ રીતે રજૂ થયાં છે. લેખક ટૂંકા વાક્યમાં સચોટ રીતે વ્યક્તિની રેખાઓ દોરે છે ને એ વ્યક્તિ સજીવ બની રહે છે. નાનિયાનું, ધૂળી માશીનું, દાદા-દાદીનું શબ્દચિત્ર આનાં દૃષ્ટાંતરૂપ છે.

**ચિત્રાત્મકતા** એ જયન્ત પાઠકની ગદ્યશૈલીનો પ્રધાન ગુણ છે. આ આખીય કૃતિમાં પાત્રો, પ્રસંગો, પ્રકૃતિ અને ભાવસંવેદનોનાં એટલાં બધાં ને એટલાં સારાં ચિત્રો છે કે આખું 'વનાંચલ' ચિત્રોની એક સુંદર પરંપરારૂપે જ જાણે કે યોજાયું છે. બે-પાંચ લીટીઓમાં, ગણ્યાગાંઠ્યા શબ્દોમાં ધાર્યું ચિત્ર ઊપસાવી આપવાની જે કલા લેખકના ગદ્યમાં છે તેનો સુખદ ને સબળ અનુભવ અહીં થાય છે.

લેખકની ગદ્યશૈલીમાં રહેલી **અલંકાર-સમૃદ્ધિય** નોંધનીય છે. એમણે અલંકારો ઓછા વાપર્યા છે, પણ જે છે તે સમુચિત, અર્થપૂર્ણ અને અસરકારક છે. મુગ્ધાના સ્તન જેવો ગૌર અને ઘાટીલો મોરડિયો ડુંગર, આછા સ્ફુટ ભાવોના રોમાંચ જેવા સાગના સોટા, રાનીપરજની વચ્ચે ઊભેલાં આર્યજનો જેવાં કઢાઈનાં સફેદ વૃક્ષો - આ બધી ઉપમાઓ કાવ્યમય છે તેવી જ અર્થવાહક છે. થાણું એટલે યમસદન અને સિપાઈ એટલે જમડા - જેવામાં સબળ રૂપક છે. નાનિયો, ધૂળી માસી આદિનાં વર્ણનોમાં સ્વભાવોક્તિ દ્વારા લેખકે ચોટ સાધી છે. કેડીઓ વનમાં સંતાતી સંકોચાતી ફરે; પીપળાનાં પાન ઉનાળાની સવારનો શીતળ પવન પીને ઘેનમાં બબડતાં હોય - આ બધાં વર્ણનોમાં સજીવારોપણ અલંકાર સબળ રીતે પ્રયોજાયો છે. આમ, લેખકની ગદ્યશૈલી આછાં પણ કલાત્મક આભૂષણોથી ઓપતી રમણી જેવી ચેતોહારી છે.

તો લેખકે **કહેવતોનો** ઉપયોગ પણ સમુચિત કર્યો છે. હાળાં કોળી ને ડોળી તો પીલે જ પાધરાં થાય, કાળા કાળા મંકોડા ને રાતી રાતી જિમેલો - આવી કહેવતો કથનને વિશેષ અસરકારક બનાવે છે.

ટૂંકાં, સરળ વાક્યો; આમ છતાં કલાત્મક અલંકારો, ચિત્રાત્મક વર્ણનો, ઊંડાં ભાવસંવેદનો, ઋતુની કલ્પનાશીલતા અને હૃદયની કાવ્યમયતા, આસ્વાદ્ય

નર્મમર્મ, માર્મિક કટાક્ષો, સરળ, પ્રવાહી અને સહજ ભાષા, આવશ્યક હોય ત્યાં તળપદા શબ્દોનો કે લહેકાનો સમુચિત ઉપયોગ અને વર્ણ્ય વિષયની પ્રત્યક્ષ અનુભૂતિ - આ બધાં જયન્ત પાઠકની ગદ્યશૈલીનાં ગુણલક્ષણો છે, 'વનાંચલ'માંથી જયન્ત પાઠકની એક **સમર્થ ગદ્યકાર** તરીકેની મુદ્રા ઊપસી આવે છે.

**નર્મમર્મ કટાક્ષ :**

કૃતિને આસ્વાદ્ય બનાવવામાં લેખકની **નર્મમર્મયુક્ત સહજ સરળ વિનોદવૃત્તિ**નો પણ નોંધપાત્ર ફાળો છે. ભૂતકાળ તરફનો પક્ષપાત અને વર્તમાનનો અસંતોષ લેખકને ક્યારેક કટાક્ષ કરવા પણ પ્રેરે છે, એવે વખતે એમના કટાક્ષમાં ડંખ કરતાં વધુ તો વેદના જ હોય છે.

લેખક કહ્યા વિના રહી શકતા નથી કે :

**"બાળકો પર આજે ડહાપણની દુનિયાનો જે બોજ લાદવામાં આવે છે તેનાથી મુક્ત રહેવાનું, પણ આજે તો આપણે ઈજનેરો, ડૉક્ટરો, પ્રધાનો ને નેતાઓ પેદા કરવાના છે ને! કેળવાયેલા હૃદયના કલ્પનાશીલ માણસો ક્યાં પેદા કરવાના છે ?"**

આધુનિક કેળવણી માણસની માણસાઈને અવગણે છે એવો ફરિયાદનો સૂર એમના કટાક્ષમાં છે.

વીસરાઈ ગયેલા એક ખૂણામાં પડેલ વૈજનાથ મંદિરનું વર્ણન કરતાં પણ તેમનાથી કહ્યા વિના રહેવાતું નથી :

**"એ આખો પ્રદેશ પછાત ગણાય એટલે આપણા સંશોધકો ત્યાં સુધી પહોંચી શક્યા નથી; પહોંચશે ત્યારે કદાચ મંદિરના કોઈ ઉત્સાહી પૂજારીએ જીર્ણોદ્ધાર કરી નાખ્યો હશે! ગામના તળાવે કે નદીએ કેટકેટલા પાળિયાઓને, ઈતિહાસની નાનકડી વીર મૂર્તિઓને નહાવાધોવાની શિલા બનાવી આપણે ઈતિહાસને ઘસી ભાંગી નાખ્યો હશે! નવી પેઢી તો શાળામાં ઈતિહાસ ગોખતા પરવારે તો આ રોજ રોજ ઠોકરે ચડતા ઈતિહાસને ઉકેલવા બેસેને!"**

અહીં પણ એમણે આપણી શિક્ષણ અને સંશોધન પ્રવૃત્તિ પર માર્મિક કટાક્ષ કર્યો છે. આપણી આસપાસ પથરાયેલા ઈતિહાસના અવશેષોને જોવા-પામવાને બદલે આપણે કેવળ પુસ્તકોનાં નિર્જીવ પાનાંઓમાંથી ઈતિહાસને ઉકેલવાની વ્યર્થ ચેષ્ટા કરીએ છીએ. પરિણામે કિંમતી અવશેષો ઉવેખાય છે અને નાશ પામતા જાય છે. આ સ્થિતિ પર લેખક વેદના સાથે કટાક્ષ કરે છે.

આદિવાસીઓનાં સહજોત્થ ગીતોને કોઈ સરકારી સર્ટિફિકેટની કે નૃત્યને કોઈ આચાર્યના ઉત્તેજનની પડી નથી. આમ, આ કૃતિમાં સર્જકે નર્મમર્મ-કટાક્ષનો સબળ ને સુંદર ઉપયોગ કર્યો છે.

ઉપસંહાર :

ગુજરાતી આત્મચરિત્રસાહિત્યમાં 'વનાંચલ' સીમાચિહ્નરૂપ કૃતિ છે અને તેની પ્રશંસા કરતાં શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી યોગ્ય જ કહે છે, "વતન સાથેના મુગ્ધતાના તંતુઓની આ નિબંધન કથા વર્ણન અને કવિત્વથી રસમય બની છે. એની **સામગ્રીની નવીનતા અને શૈલીની ઋજુતા** વાચકના શૈશવને જાગ્રત કરે છે અને એના હૃદયમાં મધુર વિષયનો સંચાર કરે છે." લેખકની કલ્પના, વિદ્યા કે વિદગ્ધતાએ ગ્રામજીવનની ભાવનાને આસમાની રંગે રંગ્યું નથી, પરંતુ એના ક્ષુદ્ર જણાતા વાસ્તવમાં પણ શૈશવની નિર્વ્યાજ આંખે સંપત્તિ અને કૌતુક નિહાળ્યાં છે. ગુજરાતના પૂર્વસીમાડાના જાનપદી જીવનના ચિત્ર તરીકેય 'વનાંચલ' ગુજરાતી સાહિત્યમાં ભાત પાડી છે. એ જ રીતે 'દર્શક' 'વનાંચલ' વિશે ઉચિત જ નોંધ્યું છે, "માતાના ઉદર વિના જેમ ગર્ભ વિકસી શકતો નથી, તેમ પ્રકૃતિના કંઈ ને કંઈ અનુસંધાન વિના સ્વસ્થ માનવના વિકાસનો સંભવ નથી. પ્રકૃતિનો સંપર્ક શાપ, નામહરણ મનાવા માંડ્યો છે અને તેથી જ્યાં મહાનગરોની રચના કરનારા બિલ્ડરો થોડે થોડે અંતરે વૃક્ષ-વનસ્પતિનાં વલયો શહેરની આજુબાજુ હોય તેવો આગ્રહ સેવતા થયા છે. સાહિત્યકાર ઉદ્દ્ગાતા છે, તે વિજ્ઞાની નથી. તેની પાસે ઉપાય માગવાની વાત વ્યર્થ છે. તે તો આવતી કાલના માનવીને તેની અનુકૂળ ઝંખનાનું ચંડોળગાન કરશે. આ ગાને વિજ્ઞાનને દિશા સાંપડશે. 'વનાંચલ'નો અલ્પ છતાં નોંધનીય પ્રયાસ આ દિશામાં છે."





## જયન્ત પાઠક :
## જીવન અને સર્જન વિશેની સાલવારી

| | |
|---|---|
| ૧૯૨૦ | ૨૦ ઑક્ટોબર, પંચમહાલ જિલ્લાના રાજગઢના ગોઠ નામના ગામમાં જન્મ.<br>**માતા** : ઇચ્છાબા **પિતા** : હિંમતરામ જોઈતારામ પાઠક |
| ૧૯૨૭ | પ્રાથમિક શિક્ષણ ગોઠ, ઘોઘંબામાં;<br>માધ્યમિક શિક્ષણ કાલોલ (જિ.પંચમહાલ) |
| ૧૯૩૮ | મેટ્રિક્યુલેશન પરીક્ષા પાસ કરી. |
| ૧૯૩૮-૩૯ | 'કુમાર' તથા 'પ્રસ્થાન'માં કવિતાઓ પ્રકાશિત થવા લાગી. |
| ૧૯૪૩ | એમ. ટી. બી. આર્ટ્સ કૉલેજ, સુરતમાંથી ગુજરાતી અને સંસ્કૃત વિષયો સાથે બી.એ.ની પરીક્ષા પાસ કરી. |
| ૧૯૪૩-૪૭ | દાહોદ, હાલોલ, કરજણની માધ્યમિક શાળાઓમાં થોડોક સમય શિક્ષક તરીકે કાર્ય કર્યું. |
| ૧૯૪૫ | વડોદરાની કૉલેજમાંથી ગુજરાતી અને સંસ્કૃત સાથે એમ.એ.ની પદવી મેળવી. અભ્યાસકાળ દરમિયાન શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી તેમજ વિજયરાય વૈદ્ય જેવા ગુરુઓ પાસેથી સાહિત્યની દીક્ષા પ્રાપ્ત થઈ.<br>થોડોક સમય મુંબઈ - પૂના - દિલ્હીમાં નોકરી. |
| ૧૯૫૩ | એમ. ટી. બી. આર્ટ્સ કૉલેજ, સુરતમાં ગુજરાતીના અધ્યાપક બન્યા. ત્યાં જ નિવૃત્તિ સુધી અધ્યાપનકાર્ય કર્યું તથા ચુનીલાલ ગાંધી વિદ્યાભવનના નિયામક તરીકે સેવાઓ આપી. |

૧૯૫૪ પ્રથમ કાવ્યસંગ્રહ 'મર્મર' પ્રગટ થયો.
૧૯૫૭ કાવ્યસર્જન માટે કુમારચંદ્રકથી સન્માનિત થયા.
'ચેખોવની શ્રેષ્ઠ નવલિકાઓ'નો રમણ પાઠક સાથે અનુવાદ.
'મર્મર' કાવ્યસંગ્રહની સંવર્ધિત આવૃત્તિ પ્રગટ થઈ.
૧૯૬૦ 'સંકેત' કાવ્યસંગ્રહનું પ્રકાશન
'૧૯૨૦ પછીની ગુજરાતી કવિતાની સાંસ્કૃતિક ભૂમિકા – તેનાં પરિબળો ને સિદ્ધિ' વિષય પર શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના માર્ગદર્શન હેઠળ મહાનિબંધ લખી પીએચ.ડી.ની પદવી મેળવી.
૧૯૬૧ 'ધીરે વહે છે દોન'નો રમણ પાઠક તેમ જ સુરેશ જોશી સાથે અનુવાદ પ્રગટ કર્યો.
૧૯૬૨ વિષ્ણુપ્રસાદ ર.ત્રિવેદી ષષ્ટિપૂર્તિગ્રંથ 'ઉપાયન'નું સંપાદન અન્ય સાથે કર્યું.
૧૯૬૩ પીએચ.ડી. પદવી માટે તૈયાર કરેલો મહાનિબંધ 'આધુનિક કવિતાપ્રવાહ' નામે ગ્રંથ સ્વરૂપે પ્રગટ થયો.
૧૯૬૪ 'વિસ્મય' કાવ્યસંગ્રહનું પ્રકાશન.
૧૯૬૬ પ્રથમ વિવેચનસંગ્રહ 'આલોક' પ્રગટ થયો.
૧૯૬૭ વતન વિચ્છેદની સ્મૃતિકથા 'વનાંચલ' પ્રગટ થઈ.
'ટૂંકી વાર્તા : સાહિત્ય અને સ્વરૂપ'નું અન્ય સાથે પ્રકાશન
૧૯૬૮ 'ઝવેરચંદ મેઘાણી : જીવન અને સાહિત્ય'નું અન્ય સાથે પ્રકાશન.
૧૯૬૯ 'સર્ગ' કાવ્યસંગ્રહનું પ્રકાશન
૧૯૭૦ 'રામનારાયણ પાઠક : સર્જક અને વિવેચક'નું પ્રકાશન
૧૯૭૨-૭૬ ગુજરાતી સાહિત્ય પરિષદના મંત્રી બન્યા
૧૯૭૩ કવિતાઓના આસ્વાદનું પુસ્તક 'કાવ્યલોક' પ્રગટ થયું
૧૯૭૪ વિવેચનસંગ્રહ 'ભાવયિત્રી' પ્રગટ થયો.
સૉવિયેટ લૅન્ડ-નેહરુ એવૉર્ડથી સન્માનિત થયા.
ગુજરાતી સાહિત્ય પરિષદના મદ્રાસ ખાતેના અધિવેશનમાં સાહિત્યવિવેચન વિભાગના અધ્યક્ષપદે વરાયા.
૧૯૭૫ 'અન્તરીક્ષ' કાવ્યસંગ્રહનું પ્રકાશન
૧૯૭૬ રણજિતરામ સુવર્ણચંદ્રક પ્રાપ્ત થયો.
'વનાંચલ' માટે નર્મદ સુવર્ણચંદ્રકથી સન્માનિત થયા.
૧૯૭૮ 'અનુનય' કાવ્યસંગ્રહ પ્રગટ થયો.
તેમનાં કાવ્યસર્જનમાંથી સુરેશ દલાલે 'વગડાનો શ્વાસ' નામે એક

સંચયનું સંપાદન કર્યું.

'ક્રાન્તિની કથા' એ નામે A tale of two citiesનો અનુવાદ પ્રગટ કર્યો.

'અનુનય' માટે કવિ ન્હાનાલાલ પારિતોષિક મળ્યું.

૧૯૭૯ 'અનુનય' માટે સાહિત્ય અકાદમી, દિલ્હીના એવૉર્ડથી સન્માનિત થયા.

૧૯૮૧ 'કાવ્યસંચય'-૩નું ડૉ.રમણલાલ જોશી સાથે સંપાદન.

'કાવ્યકોડિયાં'– સંપુટ ૩નું પ્રકાશન

૧૯૮૩ 'મૃગયા' કાવ્યસંગ્રહ પ્રગટ થયો.

'મૃગયા' માટે ગુજ.સા.અકાદમી-પ્રથમ પારિતોષિક.

'ગુજરાતી ઊર્મિકાવ્યો' રમણ પાઠક સાથે સંપાદન

'મૃગયા' માટે 'ઉમા-સ્નેહરશ્મિ' પારિતોષિક મળ્યું.

૧૯૮૫ 'વસંતધર્મીનું વિદ્યામધુ' પ્રકાશિત થયું.

૧૯૮૭ 'કિમપિદ્રવ્યમ્' વિવેચનસંગ્રહ પ્રગટ થયો.

'તરુરાગ' (વતનના વૃક્ષો વિશેના સંસ્મરણાત્મક નિબંધો)નું પ્રકાશન

૧૯૮૮ 'શૂળી ઉપર સેજ' કાવ્યસંગ્રહ પ્રગટ થયો.

'મૃગયા' માટે ધનજી કાનજી સુવર્ણચંદ્રક અર્પણ થયો. 'શૂળી ઉપર સેજ'ને ગુજરાત સાહિત્ય અકાદમી પ્રથમ પારિતોષિક મળ્યો.

પ્રો. અનંતરાય રાવલ વિવેચન એવૉર્ડ મળ્યો.

૧૯૮૯ ગુજરાતી સાહિત્ય પરિષદના રાજકોટ ખાતેના અધિવેશનના પ્રમુખ તરીકે ચૂંટાયા.

૧૯૮૯ ચેખોવની શ્રેષ્ઠ વાર્તાઓ(રમણ પાઠક સાથે)નું પ્રકાશન.

'વૉર્ડ નંબર સિક્સ'-(અનુવાદ)નું પ્રકાશન

૧૯૯૦ 'કલાપીનાં કાવ્યો' નામે કલાપીનાં કાવ્યોનું સંપાદન કર્યું.

જયન્ત પાઠકનાં કાવ્યસર્જનમાંથી શ્રી ઉશનસે 'જયન્ત પાઠકનાં કાવ્યો' નામે એક ચયનનું સંપાદન કર્યું.

૧૯૯૧ 'નર્મદનાં કાવ્યો' નામે નર્મદનાં કાવ્યોનું સંપાદન કર્યું.

૧૯૯૨ 'બે અક્ષર આનન્દના' કાવ્યસંગ્રહ પ્રગટ થયો.

૧૯૯૩ હિન્દી પ્રકાશનો પ્રગટ થયાં.

અનુનય (૧૯૯૩) -અનુ. વ્રજેન્દ્ર ત્રિપાઠી

વનાંચલ (૧૯૯૩) -અનુ. પ્રો.ધનશ્યામ સનાઢ્ય

પંચસપ્તતિ (૧૯૯૩) -અનુ. ડૉ.દક્ષા વ્યાસ

૧૯૯૫ સંસ્મરણગ્રંથ 'તરુરાગ' અને 'નદીસૂક્ત' પ્રગટ થયો.

૧૯૯૭ સમગ્ર કવિતાનો સંચય 'ક્ષણોમાં જીવું છું' પ્રગટ થયો.
'અર્થાત્' વિવેચનસંગ્રહ પ્રગટ થયો.

૧૯૯૯ 'વિદ્યાપ્રસાદ'નું સંપાદન કર્યું.

૨૦૦૦ 'ટૂંકીવાર્તા અને બીજા લેખો' વિવેચનગ્રંથ પ્રગટ થયો.
પ્રેમાનંદ સુવર્ણચંદ્રક.

૨૦૦૧ સંસ્મરણગ્રંથ 'મનોમેળ ને મૈત્રી' પ્રગટ થયો.

૨૦૦૩ 'દ્રુતવિલંબિત' કાવ્યસંગ્રહ પ્રગટ થયો.
'દ્રુતલંબિત'નો અંગ્રેજી અનુવાદ-(હિમાંશી શેલત)-પ્રકાશન
આદ્યકવિ નરસિંહ મહેતા એવૉર્ડ

૨૦૦૩ ૧લી સપ્ટેમ્બરે (૮૩ વર્ષ) અવસાન.

૨૦૦૪ ૨૦ ઑક્ટોબર 'અક્ષરપગલે' કાવ્યસંચયનું મરણોત્તર પ્રકાશન.





'વનાંચલ' બાલ્યકાળની સ્નેહસ્મૃતિ છે. 'વનાંચલ'નું વૈશિષ્ટ્ય આ બાલસ્મૃતિ સમગ્ર જન્મભોમની સ્મૃતિરૂપે પ્રગટી છે તેમાં છે. 'વનાંચલ'માં લેખક કે તેનો પરિવાર મધ્યમાં નથી. મિત્રો છે, પરિવાર છે પણ તે પરિઘ પર; કેન્દ્રમાં તો છે વનાંચલનું ગોઠ ગામ, તેની નદી, જંગલ, ખેતરો, આદિવાસી લોક. બાળકના સંવેદનશીલ અને ગ્રહણશીલ મનથી તેમણે જે જોયું અને અનુભવ્યું છે તે તેમણે અકૃત્રિમ અને અનાયાસ શૈલીમાં વર્ણવ્યું છે.

સામાન્ય સ્મૃતિકથા, મારા પિતા કે મારા દાદા આમ આમ હતા; અમારું કુટુંબ આવું હતું – એવી ઉક્તિઓથી શરૂ થતી હોય છે. 'વનાંચલ' શરૂ થાય છે : 'પૂર્વ પંચમહાલના વનાંચલનો એક વિસ્તાર... વસતિ મોટે ભાગે કોળી, ધારાળા, બારૈયા, આદિવાસીની...' પ્રદેશની ખાસિયતો, ગામની નદી, ગામનું વર્ણન થાણું – થાણાના અમલદારો – આવું વર્ણન ચાલે છે. પોતાના કુટુંબની વાત તો છેક પાંચમા પ્રકરણથી શરૂ થાય છે. પોતાની સ્મૃતિમાં પોતાના સમાજની આવી અભિન્નતા વણાઈ જાય તેવું ભાગ્યે જ જોવા મળ્યું છે.

– મનુભાઈ પંચોળી 'દર્શક'




શબ્દલોક પ્રકાશન

Email : gujratibook@gmail.com
Phone : 079-2213 5560 / 61

ISBN 978-93-84358-5




₹100/-